# 'એક અમુલ્ય

# જીંદગીનો એહવાલ.

અને

તેમને થયલાં અશો ગુરૂ જરથુશ્ત્રનાં

સાક્ષાત દર્શનનું બ્યાન.

રચનાર

અરદેશર નશરવાનજી બોલીમોરીયા.

સુરત

"ગુજરાત સ્ટાન્ડર્ડ" પ્રેસ.

૧૯૧૩.

# એક અમુલ્ય

# જીંદગીનો એહવાલ.

અને

તેમને થયલાં અશો ગુરૂ જરથુશ્ત્રનાં

સાક્ષાત દર્શનનું બયાન.

---

રચનાર

અરદેશર નશરવાનજી બીલીમોરીયા.

---

સુરત

ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસ.

૧૯૨૩.

"મેં તુંને પુજયો ઓ હોરમઝદ ખોદા;
કે તું મને છોડશે નહિ દુખમાં કદી;
મેં તું પર આફતમાં મેલ્યો આધાર,
ને ટાલ્યો તેં મુજપરથી આફતનો ભાર."

જ૦ ન૦ પીટીટ.

# ખોલાસો.

આપણા પારસી ટોળાએ ચાલુ વખ્તમાં "એક અતિ અમૂલ્ય હીરો" મી૰ નશરવાનજી ફ્રામજી બીલીમોરીઆ, "ચેરાગ"ના માજી અધીપતીને (ખાકી નજરથી) ગુમાવ્યા છે. એ કીંમતી જીવની ખરી કદર જેમ અનેક જન્મોમાં બને છે તેમ બીજી થોડી સદી પછીજ થશે. એવણ આપણા મહાન પૂજ્ય અશો ગુરૂ જરથુસ્ત્રના ભકત હતા, અને તેથી તે સાહેબે પ્રસન્ન થઇને એવણને સાક્ષાત દર્શન આપ્યાં હતાં. એવણ પોતાના ધર્મના મહાસાગરનાં છેક ઉંડાણમાં ઉતર્યા હતા. અને તે મહાસાગરનાં ઉંડાણ તળીઆંમાંથી આપણે માટે અમૂલ્ય મોતીઓ ચુંટી લાવ્યા હતા. જાની-ભોગ, સેવા અને અભ્યાસ એ ત્રણ એવણના છેવટ વેરના સાચ્ચા માનતા મિત્રો હતા. આવા પવિત્ર અને પૂજ્ય આત્મા સાથ અમારો સંબંધ ઘણાં વર્ષો થયાં હજારો માઇલ દુરથી જોડાયો હતો. અને બે વર્ષ પર અમો હિન્દ દેશ આવી એવણની મુલાકાત લેવાને ભાગ્યશાળી થયાં હતાં. છેલ્લાં ત્રણ વર્ષો દરમીઆન અમો વચ્ચે જે સંબંધ રહ્યો હતો તે માત્ર અમારા ત્રણેનાં જીગરોજ જાણી શકે તેમ છે. તે મિનોઇ મોહબત અને મિનોઇ સંદેશાની મોજ આ નિર્જીવ કાગજના ટુકડા પર કયાંથીજ લાવી શકાય!

અમારી ચાલુ અરજથી એવણે પોતાની જીંદગીનો એહેવાલ અમોને અત્રે લખી મોકલ્યો હતો, જે આ ચોપડી મારફતે મફત વહેંચવાને માટે પ્રગટ કીધો છે, જેથી આપણા હમદીનો અને બીજાં ખરાં જીગ્નાસુઓ, એ "અતિ અમૂલ્ય હીરા"નો એહેવાલ જાણે અને એવણના રૂહ પર આફ્રીન કરે! આ ચોપડી છપાવવા વગેરેની સઘળી મેહેનત એવણના ભલા દીકરા ભાઇ અરદેશર ન. બીલીમોરીઆએ લીધી છે, એ માટે એવણ ભલા ભાઇનું અમો અંતઃકરણથી આ તકે એહેસાન માનીએ છીએ.

ઓ અમારા અતિશય પ્રેમી વડીલ પૂજ્ય બંધુ! અમારા જીગરનાં હજારો હજાર નમન તમને હોજો! તમારાં રૂહને દાદાર અહુરમજદની રોશની ને શાંતિ હોજો!! તમારી પ્રેમભરી કૃપાદ્રષ્ટિ અને રાહબરી દાસોને ચાલુ હોજો!

હોંગકોંગ }
તા૰ ૧૭-૧૦-૨૨ }

બાનુ જહાંગીર રતનજી
અને
દીનશાહ સોરાબજી પાંડેવાલા.
C/o H. Ruttonjee & Son, Hongkong.

મેં તાહરી ખાહેશને બંદગી કીધી,
ને તેં માહરી ખાહેશને પુરી તરત!
મેં તુંને મલવાની ઈચ્છા કીધી,
ને તું મહને આવીને મલ્યો તરત!

જ૦ ન૦ પીટીટ.



"ચેરાગ"ના મરહુમ માલેક અને અધિપતિ

**શેઠ નશરવાનજી ફરામજી બીલીમોરીઆ**

જન્મ : તા. ૨૭ જુન ૧૮૫૨

મરણ : તા. ૧૫મી ઓગસ્ટ ૧૯૨૨

ગૂશ્તા યે મન્તા અષેમ્
અહૂમ્બિશ્ વિદ્વાઓ અહુરા,
એરેજુખ્ધાઈ વચંઘ્હામ્
ક્ષંયમ્નો હિઝ્વો-વસો;
થ્વા આથ્રા સુખ્રા મઝ્દા
વંઘ્હાઉ વીદાતા રાંનયાઓ.

જે વિદ્વાન, અએ હોરમજદ! બેહુ દુનિયાં (ના ફાયદા) ને માટે રાસ્તી સાંભળે, (તથા તે ઉપર) વિચાર કરે, (તે શખ્સ) સાચા સખુનો ઉપર સાહેબી ભોગવનાર (તથા) પોતાની જ઼બાનને તાબે રાખનાર (હોએ છે). ઓ હોરમજદ! તારા રોશન આતશની મારફતે (તે શખ્સ) (જીંદગીની) ભલી લડાઈમાં મશગુલ થાએ છે.—અહુનવદ ગાથા, હા. ૩૧, ફ. ૧૯.

# મારી જીંદગીનો અહેવાલ.

## પ્રસ્તાવના.

કોઇવાર મિત્રો સાથની વાતચીત દરમ્યાન એવો પ્રસંગ આવતો હતો કે જ્યારે મારી જીંદગીના કોઇ ભાગની હકીકત તેમને કહેવી પડતી હતી. આ હકીકત તેમને એટલી ગમતી હતી કે તેઓ વારેવાર મને મારી જીંદગીનો વૃત્તાંત લખવાનો આગ્રહ કરતા હતા. પણ એક "તઝકરત ખુદ નવેરતન" અથવા "સ્વકૃત સ્વજીવન ચરિત્ર" (autobiography) લખવાનુ કામ લગાર કઢંગુ લાગે છે; કારણ તેમાં ખુદ પોતાની તારીફ ગાવી પડે છે; પોતનાં કર્તવ્યનુ મહત્વ દેખાડવું પડે છે; પોતાની ભુલો છુપાવવી પડે છે; પોતાની વડાઇ પોતાને મોહોડે લેવી પડે છે, ઇત્યાદી. તેથી લાંબો વખત સુધી હું એ સુચનાને ઉડાવ્યા કરતો હતો. પણ આ સુચના છેક સને ૧૯૧૯ સુધી ચાલુ રહી, અને તે દુરદરાજ ચીન સુધીથી થવા માંડી. છેલ્લી સુચના છેક હોંગકોંગથી એક મિત્ર નીચે પ્રમાણે કરે છે:-

> "વહાલા બિરાદર,—મારી અને બેહેન......ની તમોને એક અરજ છે. અમારી એવી ખાહેશ છે જે તમારી આખી જીંદગીનો વીગતે હેવાલ લખી તમો અમારા ઉપર મોકલો જેનો અમો અભ્યાસ કરીયે. પછી આપ ભાઈ જ્યારે સ્વર્ગમાં સીધારો ત્યારે ખુદાની મેહેરબાનીથી તમારે હાથે લખાયલી તમારી જીંદગીનો હેવાલ હમો છપાવી મુફત વેંહેચીયે, જેથી આપણા જરથોશ્તી ભાઈઓ તથા બેહેનોમાં તમારી યાદ જલવાયલી રહે, અને તમારે માટે આફરીન કરતાં રહે;" ... ... ...

આખરે મને કાંઇ જીજ્ઞાસા થઇ, અને આ ખુદ-નવેરતન કાંઇક આનાકાની સાથ લખવાનું શરૂ કર્યું. બનતાં લગી મેં મારાં પોતાના કામને મોટી અગત્ય કે સહરાગાતથી રંગવાની ઉલટ દુર રાખી છે. અને ઉલટા ઘણાક બનાવો માત્ર ટુંકમાંજ લપેટવાની કોશેશ કરી છે. વળી આ હેકાયત સંસારી દ્રષ્ટિ બિંદુથી લખી છે, એમાં વર્ણવેલાં સુખ, દુઃખ કે શાબાશી, ઠપકાની મેં દરકાર રાખી નથી.

સપ્ટેમ્બર ૧૯૧૯.

નશરવાનજી ફરામજી બીલીમોરીઆ.

## મારા વડવા—ખાન્દાન.

મારૂ ખાનદાન "બારીયા"ને નામે ઓલખાતું હતુ, અને વડવાની લાઇન એક "કામદીન"ને જઇ મલતી હતી. મારા બપાવાના ભાઇની ચામડીનો રંગ ભુરાસપર હોવાથી લોકો તેમને જીનાભુરી કહેતા હતા, અને મારા બપાવાને ધનભુરીને નામે ઓળખના હતા. જયારે હિંદુસ્તાનમાં રેલવેની હસ્તી ન હતી, ત્યારે મારા બપાવા કોઇ લશકરની ટુકડી સાથે પગરસ્તે બીલીમોરાથી બેલારી આશરે ૫૦૦ માઇલ નીકળી ગયા હતા. આ શહેર મદ્રાસ ઇલાકામાં આવેલું છે, જયાં તેઓએ એક યુરોપ શોપ ખુલી હતી. આ પેઢી મેશર્સ ધનજી એન્ડ જયોર્જ રૉસની કુંપનીને નામે ચાલતી હતી. અહીં તેઓએ સારૂં નાણું ભેગું કર્યું હતું. આ કારણને લીધે બીલીમોરામાં મારા પિતા અને કાકા "પેહેલા" ઇંગ્રેજી શીખેલા પારસીઓ કહેવાતા હતા. નાણા સંબંધી હાલત ઠીક હોવાથી મારા બપાવાએ બીલીમોરામાં "પેહલ વેહેલું" મુંબઇના જેવું ઘર બંધાવા માડયું હતું. આ વેળા એક દુકાળ ચાલતો હતો. તેથી હાલે જેમ સરકાર "રીલીફ વર્કસ" કાઢી ગરીબ ભુખે મરતાં લોકોને કામે લગાડે છે તેમ "ધનકાકા"ના એજન્ટ ઉપર ચોખાની મુડીઓ આવતી; તે અનાજ ગરીબોને આપી મજુરી કરાવવામાં આવી હતી. દુકાલ છતાં અનાજ સિવાય બીજી ચીજો એટલી સસ્તી હતી કે, કહે છે કે, મજકુર ઘર બંધાયું તેનો પાણીને બદલે તાડીથી પાયો ચીનાયો હતો! ગમે તેમ હો, પણ બીજાં ઘરોની દેવાલો જયારે આજે બેચાર વર્ષમાં ફાટી જાય છે ત્યારે આ સદી ઉપર બાંધવામાં આવેલાં ઘરની દેવાલને જરા પણ ફાટ પડી નથી.

### જન્મ.

મારો જન્મ મારા મમાવાના ઘરમાં તા૦ ૨૭ જુન સને ૧૮૫૨ માં થયો હતો, જે દીવસે પારસી આદર મહીનો અને આદર રોજ હતો, (જે તેહેવાર આજે સતર દિવસ આગમચ પડે છે.) આતશ-બેહેરામની શાલગીરી! બખ્તાવર દિવસ તો ખરો! અને બખ્તાવર બાળક પણ ખરૂ! વળી તે વેળા એક મોજેજાઇ બનાવ મારા પોતાનાં સંબંધમાં બનેલો મારાં માતુશ્રીથી મેં સાંભલ્યો હતો, જે સને ૧૯૧૨ ના એપ્રેલ મહીનાના ચેરાગના અંકમાં પ્રગટ થયલો અત્રે ઉતારી લેવાની રજા લઉં છું:—

ગુજરાતનાં એક ગામડામાં ( બીલીમોરામાં ) સાઠ વર્ષની વાત ઉપર એક ગરીબ પારસી કુટુંબના ઘરના ઓટલા ઉપર કેટલાક પારસીઓ એકઠા મલ્યા હતા. તેવાંમાં ત્યાં રહી તે ગામના હકીમજી હુસેનમીયાં—એક સફેદ દાઢીવાળા બુઝોર્ગ મર્દ, લાંબી બાંસુની લાકડી સાથ પસાર થતા હતા. તેમનું ધ્યાન ખેંચાવાથી તેઓએ પેલા પારસીઓને પુછ્યું કે, "કેમ ભાઇઓ, આજે અહીં કેમ ઉભા છો?" જવાબ મલ્યો કે, "જોવની, હુસનમીયાં, આપરા ધનકાકાના ફરામજીનો થોડા દાહાડાનો દીકરો હતો તે પાછો થીયો." હુસેનમીયાં ઉપર ફરેસ્તાઇ સાહ્યો ઉનર્યો. તેઓ પુછવા લાગ્યા કે, "હું થયલું ઉતું?" "વરી ઓષ હું, નાહ્લું બચ્ચું ઉતું તે પાછું થીયું!" જવાબ મલ્યો. હુસેનમીયાં બજીદ થયા અને પુછ્યું કે, "પણ જરા મને કીયો તો ખરા કે કંઇ શરદીનું દુઃખ ઉતું કે ગરમીનુ ઉતું?" હુસેનમીયાં જો બુઝોર્ગ નહીં હોત તો તેમની હકીમાઇની કોઇએ દરકાર કીધી ન હોત; પણ તેમના માનને ખાતર સ્વભાવ શાંત રાખી ઉભેલા ગ્રહસ્થોએ જવાબ દીધો કે, "અવે પુછીને હું કરવાના? એ તો અમારા ધરમ પ્રમાણે નહવાડીને મુકેલું ને હંધુ થઇ ચુકેલું, તેમાં તમે હું કરવાના ઉતા જે?" હુસેનમીયાં ઓટલાપર ચહડયા, અને ફરીથી હઠ લઇ પુછવા લાગ્યા કે મરણ સરદીથી થયું કે ગરમીથી.

બાળકના મમાવાનું મંડળ જ્યોતિષ જોણનાર હોવાથી મમાવાએ જન્મની ઘડી ઉપરથી ગણત્રી કરી જવાબ દીધો કે, સરદીથી મરણ નીપજેલું હોવું જોઇએ. હુસેનમીયાંએ પોતાનું પેકેટ ખોલવા માંડયુ, અને કાંઇ માત્રા (દવાની ભુકી) કહાડી એક પડીકું આપ્યું, અને કહ્યું કે એ બચ્ચાંના હોઠ પર મુકી જુઓ. આશ્ચર્ય! નહવાડીને મુકેલાં બાળક પર દવા મુકાય? સઘળાઓ દંગ થયા, અને થોડાકોનું મન થયું કે એમાં શું, જોઇયે તો ખરા, મતફેર પડયો કે ધર્મ પ્રમાણે એમ બને નહી, અને રકજક ચાલી. હુસેનમીયાં પણ હઠે પડયા. આખરે પેલી માત્રા પેલાં બાળકના હોઠ ઉપર મુંકવામાં આવી.

અને જુઓ શું! થોડી વારે પેલાં બાળકનો લગાર દમ ચાલવા માંડયો અને આંખો ઉઘાડી જોવા માંડયું. જેઓ હાજર હતા તેઓની ખુશાલીનો પાર રહ્યો નહી.

અને હુસેનમીયાંએ શું બદલો માંગ્યો હશે? એક અંગરખા (ડગલી) વાર કપડું!

બાળકના મમાવા એટલા ખુશ થઇ ગયા કે હુસેનમીયાંને એક વાગો કીધો--એક લાંગકલોથ, એક સેને પાઘડી માટે, એક ગીગમનો તાકો ઇજાર માટે.

આ જોઇ હુસેનમીયાંની ખુશાલીનો પાર રહયો નહીં.

પેલો બુચો જયારે ૫-૭ વર્ષનો થયો ત્યારે તાપ કે એવીજ કોઇ માંદગી વેળા જયારે તેને હુસેનમીયાંને ઘર દવાનો એક આનો આપી મોકલવામાં આવતો હતો ત્યારે બુઢા મીયાં તેને "નાલ્લો ઠગ" કહી હાંક મારતા હતા, કારણ કે તેણે હૈયાત હોવા છતાં બધાંને ઠગ્યાં હતાં! અને બુચાને દવા આપી એક આનો પાછો આપતા હતા,-તે દામ ઓછું પડવા માટે નહીં, પણ જે સરપાવ મલ્યો હતો તે તેમના મનથી પ્રમાણમાં બહુ મોટો હતો—તેથી તેઓ કહેતા હતા કે, "તારૂં મેં બહુ ખાધેલું છે, તેથી આનો પાછો લઇ જા." !

વાંચનાર આ બુચાને તમો ઓળખો છો? તે કોઇજ નહીં, પણ "ચૅરાગ" ચોપાન્યાંનો અધિપતિ, જે બરોબર સાઠ વર્ષની વાત ઉપર હુસેનમીયાંની ફરેસ્તાઇ હાજરી વગર બીલીમોરાનાં દખમામાં જઇ પડયો હોતા

## કેળવણી.

મેં આગળ કહ્યું છે કે હું "બખ્તાવર" હતો—બખ્તાવર તો એવો કે મારા જન્મની સાથેજ મારા બપાવાની પડતી આવી. દળદ્રેશરી અને દળીદ્રતા મારો વારસો હોવાથી મારા કાકા હોરમસજી બેલારી ખાતે ગુજર પામ્યા, જેથી મારા જન્મ પછી થોડાજ દિવસમાં મને તેમનો દતપૂત્ર (પાલક) બનાવ્યો; મારા બપાવા અપંગ થયા; અને મારા પિતાની ગેરહાજરીથી બેલારીની દુકાન પાયામાલ થઇ ગઇ. બળદની ગાડીની આશરે ૫૦૦ માઇલની મુસાફરી કરી મારાં બપઇ મારા બપાવાને બીલી મોરે લઇ આવ્યાં. પેલું નામીચું ઘર ગીરવી મુકાયું; બપાવા ગુજર પામ્યા; અને ખરચનો સઘળો આધાર મારાં રાંક માતા ખરશેદબાઇ ઉપર રહ્યો, જે લગભગ મૌનવૃત લીધા જેવી બાઇએ લોકોનુ સીવીસાંધીને અને દળણું દળીને ઘરનું પુરૂં કરવા માંડયું. તેમની પેહેલા ચીંતા મને ને વેળાની કેળવણી આપવાની અને મારા સદાચરણ ખીલવવાની હતી. તેથી ઘર ચલાવવા સાથ મારી કેળવણીનો ખરચ વધ્યો, જે તેમની મેહનત મજુરીમાંથીજ અપાતો હતો. સર જમશેદજી જીજીભાઇના ધર્મ ખાતાંની ગુજરાતી નિશાળમાં ગુજરાતી પાંચ ચોપડી શીખ્યો; તે વેળા છઠી ચોપડી શીખવાની જોગવાઇ સ્કુલમાં હતી નહીં, તેથી પડોશમાં કુટુમ્બી સગાની

## ગાંધીની દુકાનમાં "ગાંધી-બૉય"

તરીકે રહ્યો. અહીં કરીવાણાના ગુણદોશ વિષે કાંઇ પ્રાથમીક જ્ઞાન મળ્યું. કેટલોક વખત અહીં નીકળ્યા પછી મરહુમ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇના ખરચથી એક ઇંગ્રેજી સ્કુલ નીકળી, જેમાં આપણ ઇંગ્રેજી પઢવા લાગ્યા. પણ કેવી રીતે? હવે મારા મામા મરહુમ એદલજી મેહેરવાનજી સકઇએ મારાં માતાજીને કાંઇ મદદ કરવા માંડી હતી, તેથી થોડો વખત તેમની તાબેદારી અને સેવામાં મારે કાઢવો હતો મારા મામાનો વિચાર એ હોય કે હું જો ઇંગ્રેજી શીખું તો કદાચ વટલી જાઉં તેથી જોકે બહારથી તેઓ મને સ્કુલમાં જવા કહેતા હતા, પણ જ્યારે સ્કુલનો ટાઇમ થવા આવે ત્યારે મને એવું કામ સોંપવામાં આવતું હતું કે લેસન તૈયાર કીધેલું હોવા છતાં મારાથી સ્કુલમાં જઇ શકતું હતું નહીં; અને એવો મામલો કોઇ કોઇવાર દીવસો સુધી લંબાતો હતો. આમ હોવાથી જ્યારે મારા મામા વેપાર અર્થે સોનગઢ-વેઆરા તરફ સીધારતા હતા, ત્યારેજ તેમની ગેરહાજરીનો લાભ લઇ થોડા દીવસ હું સ્કુલમાં જઇ શકતો હતો.

## સંસારનાં સંકટોનો પાયો.

પરણવું શાને માટે જોઇયે તેની હજી તો ખબર નહિ, હજી તો દુનિયા સંસારનું ભાન નહિં, તેટલાં વેશવાલની તૈયારી થવા લાગી ગરીબાઇ આવેલી હોવાને લીધે બીજાં તો કોઇ દિકરી આપેજ નહિં, પણ સગાંવહાલાંઓએ સુધ્ધાં ના પાડેલી. તોપણ તે વેળાના રિવાજ પ્રમાણે "બચાંના માથાં તો ધોઇ નાખવાં" જોઇયે, તેથી મારાં બપાઇએ ઉતાવળ કરી એક છોકરી સાથે અદરાવ્યો, જેમાં મારા માતપિતાનો મત તો હોયજ નહિં, કારણ તે વેળા વડીલોની મરજીની સામે થવાનો કોઇને સ્વપ્ને પણ ખ્યાલ હોય નહિં. તે વખતે હું એટલુંજ જાણી શક્યો કે કોઇ પારકી છોકરીને ઘરમાં લાવી નવાં કપડાં પેહેરાવવાની ક્રિયા કીધી, અને તે પછી તે કોઇ કોઇ વાર ઘરમાં રહી કાંઇ કામકાજમાં મદદ કરતી હતી.—માત્ર એટલુંજ જણાવવું બસ થશે કે તે દિવસ પછી મારા સંસારની મુશ્કેલીઓનું બીજ રોપાયું!

## ઇંગ્રેજી કેળવણી માટે ફાંફાં.

આશરે ત્રણેક વર્ષમાં બીલીમોરાની ઇંગ્રેજી સ્કુલ બંધ કરવામાં આવી; તેનાં બીજાં કારણોમાં એક કારણ એ હતું કે તે સરકારના હવ.

લામાં સોહેલી ન હતી, અને ખાનગી હોવાથી, શેઠ રૂસ્તમજીને વેપારમાં મોટી ખોટા જવાને લીધે બંધ પડી હતી. અહિં માત્ર હાવર્ડની ત્રીજી ચોપડી સુધી મને જ્ઞાન મળ્યું હતું. તેથી વધારે અભ્યાસ માટે મને નવસારીના એક સગાને ઘર મોકલવામાં આવ્યો કે ત્યાંની સ્કુલમાં કાંઇ શીખી શકું; પણ ત્યાં બે મહિનાની રજા હોવાથી પાછો ફર્યો, અને બીજે મહિને ગણદેવી એક સગાંને ત્યાં મોકલ્યો, જ્યાં બે ત્રણ મહિના રહ્યા પછી લગાર સીકનેસ આવ્યું તે બાહને સગાંએ પાછો બીલીમોરે ભેજી દીધો.

## પાછા મામાજીની નોકરીમાં.

મામાજી એદલજીનું આ વખતે ઠીક ધીકતું હતું. વેપાર સાથ બીલીમોરાના અરમાર ખાતાંનો વહીવટ કરવાથી ગાયકવાડી સરકાર દરબારે લાગવગ વધ્યો હતો, તેથી ઘરમાં વારેવારે સરકારી અમલદારોની ધમાલ પડતી હતી. તેમની પરોણાગત ઉપરાંત મારૂં બીજું કામ શું હતું? બળદો તથા ઘોડાને પાણી પાવા લઇ જવું; કોઢારો (તબેલા) ને સાફસુફ રાખવા; જરૂર પડે તો ગાયો દોહવી;—અને થોડાં બકરાં પણ ચરાવવા લઈ જવું! તે વેળાનો દેખાવ હાથમાં લાંબા બાવળના ધારીયાં સાથ એક ખરેખરા ભરવાડ-છોકરા જેવો લાગતો હતો! વળી કાંટાની વાડ કરવાનું કામ પણ કરવું પડતું, અને તેર-ચઉદ વર્ષની ઉમરે, ખાવાના કાથાનો વેપાર હોવાથી દોઢ-બે મણના કોથળા ઉંચકવા પડતા હતા; જે વેળાનો દેખાવ-ઘાંચી કરતાં સરસ!

## લગ્ન—"ચૉરીમાંજ ચચર્યું!"

હવે ચઉદ વર્ષની ઉમર થઇ, તેથી સામરીયાંમાં લગન કરાવવાની ઉતાવળ ચાલી, કારણ "છોકરી મોટી થઇ" પણ લગન કરે ક્યાંથી? બેશીઓ વગેરે મામાજીને સમજાવવા લાગ્યાં અને તેમના ઉપર, દબાન થયું. વેહેવાઇને જમવા બોલાવેલા. એટલે રાત્રે મામાજીને એવી તો ઉલટ આવી કે "મીઠાઇનું ગામનું જમન" આપવાનું નક્કી થયું! સુરતથી મીઠાઇ આવી. ગામે ગામથી સગાંવહાલાં આવ્યાં. પણ એક રાંક છોકરાના મગજમાં તે વેળાએ શું "ભુત" ભરાયો હશે, તેની આજે પણ મને સહમજ પડતી નથી. લગનની તે વેળાની દરેક ક્રિયા—પીઠી ચોળવાની, વરઘોડો થવાની, આશીર્વાદની, દહીકુમરો ખાવાની, ઇત્યાદી—જ્યાં સુધી

મારા મામા આવીને મને "કુંડીપાક" જમાડતા નહિં, ત્યાં સુધી આ સઘળી ક્રિયા કરાવવાને હું તાબે થતો નહિં. હું નહિ જાણુતો કે મેં શામાટે આ ચાર ખુશાલીના દિવસો ઉપર માર ખાધો—રડીને દિવસો કાઢયા—અને સર્વે પરોણાઓને અને ગામના લોકોને દલગીર કીધાં હશે શું તે આખા જન્મારામાં જે સંકટો આવવાનાં તેની અગમચેતી હતી? ખુદા જાણે!

## પિતાજીનું ગુજરવું.

મારા પિતા ફરામજી જેઓ હમણા સુધી રેલ્વેના થોડાજ વીસ્તાર છતાં, પેશાવરથી કેપ સુધી એક "વૉન્ડરીંગ જયુ" માફક નોકરી માટે ભટકતા હતા, તેઓ મારાં લગનની થોડુંક આગમચ મુંબઇના એક સગાંને ત્યાં ઠરીઠામ પડયા હતા, અને અમોને આશા આવી હતી કે હવે કાંઇ અમારો "દહાડો ફરશે." પણ આ ઉમેદ હવાઇ હતી—તે ધુમસ પેરે પીગલી ગઇ. કારણ લગન પછી થોડાજ માસમાં તેવણને મુબઇથી બીલીમોરે બીમાર હાલતમાં લાવવામાં આવ્યા, જયાં તેઓ ગુજર પામ્યા!

મારા મામાનો ઇરાદો હતો કે મારા વડવાઓનું ગીરવી મુકેલું ઘર છોડાવવું, અને મને વેપારમાં કાંઇક જગ્યા આપવી; પણ પ્રારબ્ધ તેની વિરૂદ્ધ હતું. તેથી એક વર્ષ ઘાસનો વેપાર કીધો તેમાં મારો કાંઇ ભાગ રાખ્યો, પણ તેમાં ખોટ આવી. વળી આ વખતથી તેમની પડતી આવી. કાથાના વેપારમાં પણ એવું નુકશાન ગયું કે માંગનારા ઉલટયા, અને મીલકતો ગીરવી મુકાઇ. મને બીજા સગાઓથી સલાહ મલી કે મામાને ઘર જન્મારો જાય નહિ, માટે કાંઇ નોકરી શોધવા મુંબઇ જવું. એક સગા આ ઉપરથી અઢાર વર્ષની ઉમરે મને મુંબઇમાં એક બીજા સગા, મરહુમ હોરમસજી (જીનાભાઇ) ખરશેદજી લીંબુવાળાને ઘર મુકી આવ્યા. ગામનાં સગાંઓનો વિચાર એવો કે કાંઇ વાસણ અજવાળવાની, કચરો વાળવાની, પાણી ભરવાની કે એવીજ કોઇ નોકરી કરશે; અને મુંબઇના સગાંઓને એવી હલકી નોકરી રખાવવા પસંદ ન હતું; તેઓ ઇચ્છતાં હતાં કે કોઇ પણ બીજી કલાર્ક વગેરેની નોકરી કરે, પણ તે માટે મને તે વેળા પુરતી કેળવણી મળેલી ન હતી; તેથી અને "ઓથડ" જેવા ગામડીયા દેખાવથી તેવી નોકરી મળતી પણ ન હતી. આ વખતે આ સગાંનું કુટુમ્બ મુંબઇ કોલાબે પાંડે સેનેટેર્યમમાં

રહેતું હતું, ત્યાંથી હું પગે ચાલી મહાલક્ષ્મી સુધી નોકરીની શોધમાં ભરપેટ ભુખે પેટે નીકળતો હતો—દરરોજ પાંચ-દશ માઇલની મંજલ—પગમાં છાગરા, પેટમાં ભુખ, આંખોમાં પાણી! રસ્તામાં કોઇ ઠેકાણે બેસી જાઉં અને હવે શું કરવું તે સુઝે નહિ.

આખરે એક સોલીસીટરની ઓફીસમાં પેહેલાં ઉમેદવાર તરીકે એક મિત્રે રખાવ્યો, પણ પુરતી કેળવણી ન હોવાથી, અને ઉમેદવારોની સંખ્યા જોઇયે તે કરતાં વધુ હોવાથી, ત્યાંથી પાછો ફર્યો. તે પછી એક છાપખાનામાં કંમ્પોઝીટરનું કામ શીખવવા રાખ્યો હતો, પણ ત્યાંથી પણ પંદરેક દિવસમાં પાછો ફર્યો, કારણ ત્યાં પણ સાત પગારદારોમાં પંદરેક ઉમેદવારો હતા. એટલામાં

## બાપઇનું ગુજરવું

થયું તેથી ફુવા હોરમસજીએ પચીસ રૂપીયા આપ્યા તે લઇને બીલીમોરે પાછો આવ્યો, અને માતાજીને ખરચના આ પચીસ રૂપીયા આપ્યા તેથી મહિનો એક ખરચ ચલાવ્યો. આ વેળા સઘળાં સગાં ખરચ માથે પડશે એવી બિહિકથી ખસી ગયાં હતાં, અને બાપઇના એક નબીરાએ ચેહારમ સુધીનો ખરચ કીધો હતો.

મહીનો એક રહી સવારી પાછી મુંબઇ આવી. ફરીથી ભટકવા માંડયું. આખરે એક બીલીમોરેનો જુનો દોસ્ત મલ્યો, જે "બૉમ્બે ગેઝેટ"માં કંમ્પોઝીટર હતો. તેને દયા આવી, તેથી એક સટ્ટો કીધો. તેણે જણાવ્યું કે મુંબઇમાં તો ચપરખંધા માણસોનું કામ છે, તેથી મારે શરમાવું જોઇયે નહિ, અને કોઇ પુછે કે કામ આવડે છે કે તો કહેવું કે આવડે છે, ના કહેવું નહિ. તેણે "ગેઝેટ" પ્રેસમાં પોતાની સાથે લઇ જવા કહ્યું, અને કામની પુરી આવડ ન હોવાથી મારી આનાકાનીનો જવાબ વાલ્યો કે, "હું નીભાવી લઇશ." આ એક મારે મનથી જાવેદાનનું હેશાન હતું.

## "બૉમ્બે ગેઝેટ"માં પેહલવેહેલી નોકરી.

આ મિત્ર મી૰ એદલજી મનચેરજી વાઘરેચીયા પેહેલાં પારસી સુપ્રીન્ટેન્ડન્ટને ઘરે જઇ ખાનગીમાં મલી મારે માટે વાત કરી આવ્યા. પછી પ્રેસમાં લઇ જઇ ઉભો રાખ્યો. સુપ્રીન્ટેન્ડન્ટ આવ્યા; મને

કપડાં (ડગલો વગેરે): ઉતારી કામ પર બેસવા કહ્યું. એદલજીએ પોતાની "રેંકમાં" લઇ બીજા ભાઇબંધ પારસી કમ્પોઝીટરોને ભલામણ કીધી કે ગરીબ હમજાત છે, નીભાવી લેવો. ટાઇપનાં ખાનાં જે બીજા પ્રેસમાં શીખ્યો હતો તે તો ભુલી ગયો હતો, તેથી જયારે પેહેલ વેહેલાં ટાઇપનો "લમ્પ" ડીસ્ટ્રીબ્યુટ કરવા (છોડવા) મારે આપ્યો, ત્યારે તે એવી રીતે હાથમાં ઝાલ્યો કે, સઘળા કમ્પોઝીટરો સમજી ગયા કે "કાકાને કાંઇ આવડતું નથી." તેથી આ કંમ્પોઝીટરો, જે વર્ગ ઘણું કરી ભાગ્યેજ સભ્ય હોઇ શકે, તેઓએ મારી રમુજ કરવા માંડી; "કાકા, પોપટ બોલાવો કે?" ઇત્યાદી. અને વળી વધું શું? ટાઇપ છોડતી વેળા d ના ખાનામાં p અને c ના ખાનાંમાં e—"ભેલમ ભેલાની જાત્રા!" ટાઇપનો કેસ ભરાય અને બીજા કંમ્પોઝીટરો તે કમ્પોઝ કરવા ઉંચકી જાય, અને પછી જયારે તેઓ કેસને ભેળસેળ થયલો જુએ ત્યારે ગુમરાણ કરે, ઠપકો આપે, રીપોર્ટ કરે! પણ એદલજીએ મારી ગરીબાઇ વિષે તેમને માહીતગાર કરવાથી તે લોકો કેટલીકવાર નાંખતી કરતા હતા. થોડા દીવસમાં કેસ કાબુમાં આવ્યો, અને પ્રીન્ટરે કંમ્પોઝ કરવાનું કામ આપ્યું. તેમાં પણ કાચા, એટલે પ્રીન્ટર, જે એક મરાઠા હતો, તે નજદીક આવી, જયારે એમ કહે કે "કાકા નાહિં ચાલાયચા," ત્યારે વળી પાછા હોસકોસ ઉડી જાય કે, અહીંથી ના કહેશે તો વળી કયાં જઇશ! તેથી એદલજી ભાઇ સુપ્રીન્ટેન્ડન્ટને "પુક" મારી આવ્યા કે "સાહેબ, એને વાંચતાં પણ આવડે છે," તેથી એક મારાજ જેવા ખવાસના પારસી પ્રુફરીડર પાસે મને કોઇ કોઇવાર વાંચવા બેસાડતા હતા. અહિં મારી પસંદગીનું કામ મળવાથી મને ઉલટ આવી, અને થોડા વખતમાં પ્રુફ ઉપર છપાયલી ભુલો કેમ સુધારવી તે ધ્યાનમાં લેવાથી, અને બીજી રીતે હુશીયારી વધવાથી, જયારે કમ્પોઝ કરવાનું કામ મળતું ત્યારે તે એવું તો ભુલ વગરનું કરવા લાગ્યો કે પ્રીન્ટર પણ આપણી તરફ ચાહ બતાવવા લાગ્યા!

## પગાર.

દસ રૂપીયાના પગારની શરૂઆતમાં આશા હતી, પણ એક મહીનાના અનુભવે પંદર રૂપીયાનો પગાર મંડાયો, અને એજ મહિનામાં રૂપીયા બે પ્રોમોશન મળવાથી સત્તર રૂપીયાનો પગાર થયો!

પણ ખાવાના વાખા! ભુખમરો મારી છાયા હોય તેમ મારી સાથેજ ચાલતો હતો. માત્ર બપોરનું ભોજન આવતું હતું, તે પણ કોઇ

વાર મસ્તીખોર ઢગની ભાણુવાળો ખોય રસ્તામાં ભાણું નાખી દે તો તે દિવસ ભુખેજ જાય! પ્રેસનું કામ સહવારે ૯ વાગાથી રાત્રે ૯ કે ૧૦ નો શું પણ કોઇવાર પાછલી રાત્રે ૩-૪ વાગા સુધી ચાલતું હતું. રાત્રે ભોજન આવે નહિં તેથી ગજવામાં એકાદ રોઠીયું હોય તો પડોશની બેકરીમાંથી લુખું પાંઉ ચાવી પાણી પીઉં એટલે પેટમાં ગાફો થ.ય, ઇ. જુવાનીમાં જે વેળા સારા ખોરાકની જરૂર તે વેળા અરધો ભુખમરો ચાલુ હતો. પણ સોનું જેમ ભઠ્ઠીમાં પડી વધારે તાપ ખમે છે તેમ તેનો ચળકાટ વધુ નીકળે છે, તેમ મારી હુશીયારી વધતી ગઇ, અને એક વેળાનો "બોથડ" છોકરો હવે સગાં વ્હાલાંઓને પણ "ચંચલ" જણાવા લાગ્યો.

જયારે એક જઇફ પારસીએ મારો તથા એદલજીનો પગાર વધારવા ભલામણ કીધી ત્યારે, મી. સોરાબજી કુવરજી સુપ્રીન્ટેન્ડન્ટે એવો વિચાર જણાવ્યો હતો કે "નશરવાનજીનો પગાર તો હમણાજ વગર કહેવે મેં વધાર્યો છે, અને હજી પણ વધારીશ, પણ એદલજી માટે તો મને માફ કરો..." પણ મારે માટેની નસીબ જોર કરતું ન હતું. જોકે મી. સોરાબજીનો વિચાર મને આગળ વધારવાનો હતો, પણ એક પારસી પ્રીન્ટરે આ હમજાત સામે તરકટ કરીને તેને નોકરી ઉપરથી ઉડાવ્યો અને તે જગ્યા પોતે પચાવી પાડી, એટલે મારૂં આગળ વધવું અટકી પડયું.

## મી. જેમ્સ મેકેન્ઝી મેકલીન.

આ પ્રખ્યાત ગ્રહસ્થ જેણે તે વેળાના મુંબઇના વડા મેજીસ્ટ્રેટ મી. જૅન કૉનન પાસેથી "બાંબે ગેઝેટ" વેચાતું લીધું હતું, અને જે "ગેઝેટ" વેચ્યા પછી ઇંગ્લાંડ જઇ ત્યાંની પાર્લામેન્ટનો મેમ્બર થયો હતો, તે એક દ્રઢ કાર્યનીતિ (decisive policy) વાળો માણસ હતો, અને જે સવાલ હાથ ધરે તે જયાં સુધી પાર પડે નહિં ત્યાં સુધી જંપીને બેસે નહિં, એવો સ્કૉચ બચ્ચો હતો. શરૂઆતથીજ આ છાપાની નાણા સંબંધી હાલત સારી ન હતી. જયારે હું દાખલ થયો ત્યારે જાનેવારીનો પગાર માણસોને એપ્રેલ કે મે મહીનામાં મળતો હતો, એવી તેની સ્થીતી હતી. કારણ એંગ્લો-ઇંડીયન અને અમલદારોનું પત્ર હોવાથી હિંદીઓ તરફથી તેને જોઇયે તેવો આશરો મળતો ન હતો, અને જાહેર ખબરો કેન્વાસ કરવા જયારે માણુસ કોઇ દેશી આગલ જતો ત્યારે કેવા જવાબ મળતા હતા તેમાંનો એક નમુનોઃ—"ભલા, કુતરાને રોટલા આલીએ પણ ગૅઝેટને જાહેર ખબર ન આલીયે!" આમ હોવાથી જોકે પાછળથી તે મી. બ્રેટન

ગીરીએ વેચાતું લીધું હતું, તોપણ તેની નાણા સંબંધી હાલત તો ઘણું કરી આખર સુધી કંગાળજ રહેતી હતી. તેથી જયારે માણસોના પગાર ચઢી જતા હતા, અને ગરીબ કામદારોને વીપતી પડતી હતી, ત્યારે મી. મેકલીન આગળ અમો ફર્યાદ કરવા જતા હતા, જે બનાવ, સુપ્રીન્ટેન્ડન્ટ, કેશીયર, રીપોર્ટર, વગેરે આગમચથી પગાર ઉપાડી લેતા હોવાથી, સુપ્રીન્ટેન્ડન્ટને પસંદ હતો નહિં; તેથી કામદારોની તરફથી મી. મેકલીન આગલ આગેવાન ભાગ લેનાર તરીકે મને ગણી આ નવા સુપ્રીન્ટેન્ડન્ટ મારી તરફ હમેશાં તીરસ્કારની નજરથી જોતા હતા.

## "સ્ત્રીબોધ"માં લેખક તરીકે.

જયારે હું નોકરી શોધતો હતો ત્યારે ફુરસદનો વખત વાંચવા લખવામાં ગાળતો હતો. ચિત્રોનો અસલથી શોખ; તેથી એક ચિત્રોવાળી "Natural History" (પ્રાણી વિદ્યાને લગતી ચોપડી) હાથ લાગવાથી તેમાંથી થોડો તરજુમો કીધો હતો, જે "ગેઝેટ" માં નજર ખુલવાથી અને છાપાના હુન્નરની કાંઇ માહીતી મળવાથી, સુધારીને સ્ત્રીબોધના અધિપતિ મી૦ કેખુશરો નવરોજી કાબ્રાજી ઉપર મોકલી આપ્યો હતો, જે તે વેલાનાં આ ચોપાન્યાંમાં "નરગેશ" તખલ્લુસ ઉપર પ્રગટ થયો હતો. મી૦ કેખુશરો તા૦ ૧૬મી ડીસેમ્બર સને ૧૮૭૨ ના એક ખાનગી પત્રમાં આ પ્રમાણે લખે છેઃ—

"આ બાબતો લખવાની તમોએ જે તસદી લીધી છે તેને માટે તમારો ઉપકાર માનું છઉં તથા ઉમેદ રાખું છઉં કે વીદીયા હોનરને લગતી ઉપયોગી બાબતો ઉપર એજ પ્રમાણે વીશયો લખી મોકલવાની કુરપા કરશોજી.

"હું છું, સાહેબ,
"તમારો નમનતાઇ ભરેલો શેવક,
"કેખુશરો નવરોજી કાબ્રાજી,
"સ્ત્રીબોધનો બનાવનાર."

આ પત્ર ઉપરથી કદાચ કોઇને શક આવશે કે આ પત્ર બનાવટી હશે કારણ મી૦ કાબ્રાજી આવી ભાષા લખે નહીં; પણ જાણવું અગત્યનું થઇ પડશે કે આ વખતે હજી સુધી તેમનું ધ્યાન શુધ્ધ ગુજરાતી તરફ ખેંચાયું હતું નહિ, અને કદાચ ખેંચાયું હોય તો પણ ઉપલો પત્ર શબ્દે શબ્દ તેમનીજ ભાષામાં અત્રે રજુ કીધો છે.

આ પછી એક બીજી ચાલુ બાબત "સીકંદર" (એલેકઝાંન્ડર ધી ગ્રેટ)ની તવારીખ ઉપર લખી હતી, જે લગભગ અઢી વર્ષ સુધી લંબાઇ હતી; પણ પાછળથી માલમ પડયું કે "નરગેશ"ના તખલુસ ઉપર મારા એક મિત્ર મી૦ હોરમસજી દાદાભાઇ સંતોક પણ બીજે ઠેકાણે લખાણુ કરે છે, તેથી આ લખાણુ મેં "નોશેરવાન"ની સહીથી કરવા માંડયું હતું. આ "શોખની મેહેનત" સરેરાસ રોજની ૧૨-૧૩ કલાકની રાત દીનની નોકરી સાથ કરવામાં આવી હતી. એ ચોપાન્યાં સાથનો મારો સંબંધ લગભગ દસ વર્ષ ચાલુ રહ્યો હતો. આ મારી જાહેર લેખક તરીકેની શરૂઆત હતી.

## મલહારાવ ગાયકવાડનું કમીશન.

મેં આગળ કહ્યું છે કે મી૦ મેકલીન એક દ્રઢ સ્વભાવનો માણસ હતો. તેણે તે વેળાના મહારાજા મલહારાવ ગાયકવાડ સામે એવી રીતે લખાણો કીધાં કે બ્રીટીશ સરકારને તેની તપાસ કરવાને એક પાદશાહી કમીશન નેમવાની ફરજ પડી. મલહારાવની નીતિ કાંઇ સારી કહેવાતી ન હતી. આપણ હમણા જોઇયે છિયે કે જયારે આપણા રાજ કર્તાના કુટુમ્બનો કોઇ બદશાહી પહેરોણો આવે તો તેને પ્રજા દીલોજાનથી આવકાર આપે છે; પણ તે વખતે જયારે મલહારાવ પોતાના માહાલમાં (મુલકમાં) ફરવા નીકળતા ત્યારે તેની પ્રજા તેની સામે દરવાજા બંધ કરતી હતી! આ સવાલ બાજુએ મુકીશું. મલહારાવ ઉપર બ્રીટીશ એજન્ટ કરનલ ફેયરને ઝેર દેવડાવવાની કોશેશ કરવાનું તોહોમત મુકવામાં આવ્યું હતું. સરકાર સર્વે બંધોબસ્ત કરી મી૦ મેકલીને પોતાનો થોડો સ્ટાફ અને યંત્રો વગેરે વડોદરે મોકલી ત્યાંથીજ "વધારો" છાપી મુંબઇ મંગાવવાની ગોઠવણ કીધી. સ્ટાફની અંદર ચુંટી કાઢેલાં માણસોમાં મને પણ લેવામાં આવ્યો. જો કે નવા માણસોને વધારે પગારે રોકવામાં આવ્યાં; પણ અમારો પગાર તો જે હતો તેજ રહ્યો. અમોને આજ્ઞા આપવામાં આવી કે વડોદરે બંગલામાં રહેવાનું છે; બીછાનાં વગેરે તૈયાર છે; ખાવાપીવાની ગોઠવણ સારી છે; એક પારસી બબરચી સાથે લેવાનો છે, ઇત્યાદી. એક દીવસે બામદાદમાં અમો સઘળા ચર્ચગેટ રેલ્વે સ્ટેશન ઉપર એકઠા મલ્યા. ભાતીયાં અને બીછાના પણ સાથે હતાં. પણ કાંઇ ગેરસમજુતીથી રેલ્વે ટીકીટનાં નાણાં ખુટવાથી અરધા માણસોને પાછા ઘેર મોકલ્યા કે બીજે દીવસે

આવે. અમારી સ્વારી એક ફ્લાસ્ટારીયન પારસી ફોરમેનની સરદારી તળે આગળ ચાલી. રાત્રે ખાવાનું તૈયાર મળશે એવી આશામાં ભાતીયું ચાંપી ગયા. રાત્રે આશરે સાતેક વાગે વડોદરે પોહોંચ્યા, અને બંગલા તરફ કુચ કીધી. રખેવાળે જણાવ્યું કે બંગલો તો સાહેબ (મી. મેકફરસન રીપોર્ટર) માટે છે; સાહેબનો હુકમ નથી કે કોઇને અંદર રહેવા દે. અમોને બે તંબુઓ બતાવવામાં આવ્યા, જેમાં સ્ટાફ તો શું પણ "મશીનરી" વગેરે સામાન પણ રહી શકે નહિં; અને વધુ એ કે તેજ વેળા અમોને આવકાર આપવાને એક સાંપે દેખાવ દીધો! હાલ તુરત પેલા રખેવાળને સમજાવી ભુખા ને પ્યાસા બંગલાના વરંન્ડા ઉપર સુતા, કારણ રાંધવાનો સરંજામ છાપવાના અસબાબ સાથ રેલ્વે વેગનમાં હતો, જે બીજે દીવસે ઉતરવાનો હતો. રાત્રે થંડી કકડતી પડતી હતી. વરંન્ડા ઉપર ઘાસ પાંથરી, તે ઉપર અકેકી ચાદર પાંથરી, સુતા. સહવારના પેલું વેગન ખાલી કરવાની ખટપટ ચાલી, જે રાત્રે પુરી થઇ. આ ટાંકણે બાકી રહેલા સ્ટાફ સાથે સુપ્રીન્ટેન્ડન્ટ આવી લાગ્યા, અને હુકમ કીધો કે રાત્રીએજ સઘળી ચીજો ગોઠવી નાખવી, જેમાં સુંથાર અને મજુરોનું પણ કામ હતું. આ રીતે બે દીવસના ભુખમરા સાથ રાત્રે માણસોએ સઘળો અસબાબ ઉભો કીધો. ત્રીજે દીવસે રોજા ખોલ્યા. પણ હવે રહેવાનું શું? મી. મેકફરસનને સમજાવી વરંન્ડા ઉપર પડી રહેવાની પરવાનગી લીધી. પણ આ બાજુ કમ્પોઝીટરોનો વર્ગ. તેઓએ એવી વર્તણુંક અને અસભ્ય ચાલ ચલાવી કે અમારા રીપોર્ટર સાહેબને એક પછી એક ઓરડો બદલી અંદર "રીટ્રીટ" લેવી પડી—તેમને ઠેઠ પાછલાં બબરચીખાનાંમાં પોતાની લખવાની ટેબલ લેવી પડી! હવે અમારી ખાવાની ગોઠવણ જુઓ. સાથે લીધેલો બબરચી નામનોજ હતો, તેથી સઘળાજ કમ્પોઝીટરો બબરચી બન્યા! પેલા ફ્લાસ્ટારીયન ફોરમેન સાહેબ બજાર લેવા જાય. તેમની નજરે સઘળુંજ "કેપીટલ"* દેખાય. તેથી આવીને કહે કે "નશરવાનજી, આજે તો ફલાણું કેપીટલ છે," એટલે ફરમાસુ છે, ત્યારે માણસો રમુજમાં પુછે કે "લોઅર કેસ" નહિં

---

* છાપવાના ટાઇપમાં ઘણું કરી બે જાત આવે છે, જેમાં એકને કેપીટલ કહે છે તેમાં આવી રીતની D, અને બીજી જાતને "લોઅર કેસ" કહે છે જેનો તે અક્ષર આવી રાતનો d હોય છે, અને તેજ મુજબ સઘળા અક્ષરો બે જાતના હોય છે.

કે ? બજાર આવે કે એક પછી એક પારસી કમ્પોઝીટર મને પુછે કે, બજાર સમારવા યા બબરચીને મદદ કરવા જઇયે? (મને ફોરમેનને બદલે ત્યાં ઉભો કીધો હતો.) એક પછી એક આ એરાદરો જાય, અને સૌ પોતપોતાને ભાગનાં મરચાં તરકારીમાં નાખે! પછી જમની વેળા શરત નાખે કે કોણ ઘણું ખાય! પછી પેટ છુટી જાય. "કલોરોડાઇન"ની બે ત્રણ સીસી લઇ ગયા હતા તે પણ ખપી ગઇ. લશ્કરી કેમ્પ જ્યાં અમો ઉતરયા હતા ત્યાં તે વેળા કોલેરા ચાલતો હતો. તેથી મામલો ચીંતાતુર હતો, અને પારસી ભાઇઓ સમજે નહિં. એથી એક કાનુન કાઢયો કે જેને પેટ આવે તેને કાંજી ઉપર રાખવો ને કામ કરાવવું. પણ બેઅકલી ખાધરાઓ કાંજી ઉપર રહેવું પડશે એમ બિહિને પેટ આવે તો પણ બોલે નહિં. અંતે લશકરી હોસ્પીટલના કમ્પાઉન્ડર સાથે ખાનગી ગોઠવણ કીધી કે અમારાં માણસોને મુફત દવા આપવી અને તેના બદલામાં દરરોજ મુફત ગેઝેટનો "વધારો" તેને માટે મોકલવો.

પણ મારી પોતાની ગોઠવણ કેવી હતી એમ કોઇ પુછશે. હા, હું સહવારે ફરંગીઓ પોતાને માટે પાઉ લાવતા તેઓ પાસ એકાદ પાંઉ વેચાતું લઇ, માખણ જે સખ્ત પથર જેવું આવતું તે ઉપર રહેતો, અને બપોરે તેવીજ નાગીચી દહીવાં જેવી છાસ આવતી તે અને ચાવલ ઉપર કામ લેતો હતો; રાતની ગોઠવણ હાલહવાલ!

## "મારી બાયડીને બોલાવી મંગાવો!"

દીવસે કમીશનનું કામ થોડેક છેટે ચાલતું હતું; રીપોર્ટ રાત્રે લખાતો હતો; છાપવાનું કામ સહવાર સુધી ચાલતું હતુ; ટાઇપ છોડવાનું કામ બપોર સુધીમાં ખલાસ થતું હતું; અને પછી સેહેજસાજ ઉંઘવાનો વખત લઇ માણસો બે ઘડી પોતપોતામાં રમુજ કરતા હતા. જેમાં નવા મદ્રાસી કોશ્રીયના મને ચીડવતા હતા કે "Seventeen rupees hand superior over forty rupees!" આ મારે મનથી એક વડાઇ હતી.

એક દીવસ એવું બન્યું કે, કમ્પાંઉન્ડમાં એક પાટીદાર (ખેડુત) આવી ચઢયો અને પુછવા લાગ્યો કે, સાહેબ કયાં છે? અમોએ પુછયું, શું કામ છે? તેણે જણાવ્યું કે તે કામ સાહેબનેજ કહી શકાય એવું છે, માટે તેમનો મેળાપ કરાવી આપો તો મેહેરબાની. મેકફરસન સાહેબને અંદરથી બોલાવ્યા, અને ઇન્ટરપ્રેટર તરીકે મને ઉભું રહેવું પડયું.

પાટીદારે ફર્યાદ કીધી કે "સાહેબ, તમો ન્યાય આપો છો તો મારી બાયડી નાહસી ગઈ છે તે આવતી નથી, માટે મારી બાયડીને બોલાવી મંગાવો," ઇત્યાદી. સાહેબને હજી તો પુરેપુરૂં સમજાવું તેટલાં સાહેબ સમજી ગયા અને અંદર ચાલી ગયા, અને સઘળા હસી પડયા! બાપડા પાટીદારને અમોએ સમજાવ્યો કે એ કામ તમારી સરકાર (ગાયકવાડ)નું છે, વગેરે. તે બીચારો નાસીપાસ થઈ ચાલી ગયો.

કમીશનનું કામ આ રીતે આશરે સવા મહીનો ચાલ્યું હશે. અમોને કમ્પાઉન્ડની બહાર જવાનો હુકમ ન હતો, કારણ સઘળું કામ છુપી રીતે ચાલતું હતું, તેથી રીપોર્ટરની ઘડેલી પેન્સીલ આપવાને બહાને એક પછી એક સઘળા માણસો કમીશનનો ભપકો, હોલકર, સીંધીયા, વગેરે મહારાજાઓનો દમામ, ગાયકવાડના બેરીસ્ટર સાર્જન્ટ બેલેન્ટાઇનની બાહોશી વગેરે જોવાની તક લેતા હતા, પણ એક "સુપરવાઇઝર" તરીકે મનેજ આ તક મલી નહિં, અને આખો વખત એક બંદીવાન માફક ગોંધાઇ રહેવું પડયું હતું. છેવટે જ્યારે કમીશન પુરૂં થયું ત્યારે એક દીવસે વડોદરા શહેરમાં ફરવાને જોગવાઇ મલી હતી.

જ્યારે કમીશનનું કામ ચાલતું હતું ત્યારે ગાયકવાડની તીજોરીનો હવાલો મુંબઇની પોલીસના હાથમાં હતો, જેના વડા મીο ફ્રાંક સુટર અને તેમના મિત્ર મીο માણેકજી પેસ્તનજી તબાક આ વેલા વડોદરાના હાકમ જેવા થઇ પડયા હતા. મલહારાવના કીસ્મત ઉપર સીલ પડી ચુકયું હતું, એટલાં સુધી કે તેમને ઉપાડી જવાની ગોઠવણ પણ થઇ ચુકી હતી. વળી ગોયા ગાયકવાડી ગાદીનું લીલાંઉ હોય તેમ ગાદી માટે ગાયકવાડના સગાવહાલાંઓની દોડાદોડી ચાલી, અને મી. માણેકજી તબાકની ઉતારાની જગ્યા એક અગત્યની ઓફીસ થઇ પડી. પણ આ રાજદ્વારી ખટપટમાં હુ માથું ખોસવાને દરસ્ત જોતો નથી. એટલુંજ કે સુટર-તબાકને મોટો લાભ થયો એમ બોલાતું હતું.

કમીશનને માત્ર રીપોર્ટ કરવાનો હતો; ચુકાદો વડી સરકારના હાથમાં હતો; સાર્જન્ટ બેલેન્ટાઇનની બાહોશીથી કરનલ ફેયરને ઝેર દેવડાવવાનું તોહોમત સાબેત થયું નહિં; પણ રાજય ચલાવવાને નાલાયક છે એવું ઠરાવી મલહારાવને મદ્રાસ પોહોચાડી દીધા, અને તે ગુજરી ગયા ત્યાં સુધી નજરકેદ રાખવામાં આવ્યા હતા.

## "ગેઝેટ"ના લખનારાઓ.

તે વેળા આ વર્તમાનપત્રમાં લખનારાઓમાં નીચના ગ્રહસ્થો હતા; જેઓ ઘણું કરી મી. મેકલીન જ્યારે વેલાત જતા ત્યારે તેમની ગેરહાજરીમાં તેમજ સામાન્ય રીતે પણ "લીડર" વગેરે લખતા હતા. મી. જૉન માર્શલ, મુંબઇની ચૅમ્બર ઑફ કૉમર્સવાળા, જેમને મી. મેકલીનની ગેરહાજરીમાં લગભગ સઘળી માલેકીનો હક મલતો હતો, તેઓ વેપારની બાબત ઉપર લખતા હતા; ત્રામવે કમ્પનીવાળા મી. કીત્રીજ એક અચ્છા ગણીતશાસ્ત્રી હોવાથી, તેઓ "સ્ટેટીસ્ટીકસ" (આંકડાઓ) ઉપર "પેન્સીલ" ચલાવતા હતા. પેન્સીલ એટલા માટે કે આ ગ્રહસ્થનું કોઇપણ લખાણ મેં સાહીથી કે કલમથી જોયું નથી. વળી અક્ષર પણ કમ્પોઝીટરોને જલદીથી ચશ્મો અપાવનારા હતા. ડા. બ્લેની તનદરોસ્તી અને આરોગ્યતા ઉપર લખતા હતા; મુંબઇની અંતર ગટર માટે તેઓએ આપેલી અગમચેતી ભરેલી ચેતવણી, તથા મુંબઇમાં પેહેલવેહેલું બનાવટી આઇસ (બરફ) નીકલ્યું ત્યારે ગરીબ લોકોને આપેલી ચેતવણી અને આગાહી હું હંમેશ માન સાથ યાદ કરૂં છું. આ ભલા ગ્રહસ્થ હંમેશાં કીરમજી શાહીથી ઘણાજ સરસ અક્ષરથી લખતા હતા. અજાયબ કીસ્મત કે આ પરમાર્થી ગ્રહસ્થનું જોકે પુતલું ઉભું કરવામાં આવ્યું છે તે છતાં છેલ્લા દીવસમાં તેઓ એક પાઈ વગરની હાલતમાં એક હોટેલમાં ગુજર પામ્યા હતા! રેવરંડ ડૉ૦ એ. વીલસન પોતાની પ્રજાને લગતાં લખાણ કરતા હતા. આ ઠેકાણે મારે જણાવવું જોઇએ કે અમારા કેટલાક યુરોપીયન એડીટરો અને રીપોર્ટરો જયાં સુધી વાઇનનું એકાદ ગ્લાસ ચઢાવે નહિં ત્યાં લગી તેમની કલમ આગળ ચાલે નહિં, તેથી ઑફીસમાં હંમેશ વાઇનનો એક બોકસ અને બીસ્કીટના બાકસ તો હોવાજ જોઇયે. અને પ્રજાનો એક ભાગ આવા લખનારાઓના વિચારથી દોરવાય છે! એક દીવસ એવું બન્યું કે ડૉ૦ વીલસન એડીટોર્યલ લખનાર હતા તે રાત્રે લખવા બેઠા; થોડી લાઇનો પ્રીન્ટર ઉપર મોકલી વાઇનની ઝુમમાં પોઢી ગયા તે ઉઠેજ નહિં. મધરાત ગઇ; પ્રીન્ટર ઉપર જાય અને "સાહેબ, સાહેબ, નો એડીટોર્યલ!" બુમ મારે; પણ સાહેબ ઉઠે નહિં. પ્રીન્ટર સલાહ લેવા મારી પાસ આવ્યા; મેં કહ્યું એડીટોર્યલ વગર પેપર બહાર પડી શકેજ નહિં; માટે કાંઇ નહિં, પગ ધરીને નીચે ખેંચી કાઢો, ત્યારે

ઉઠશે. આ પ્રમાણે ખચ્ચિત કીધું ત્યારે સાહેબે "અરધી કોલમ જેટલું એડીટોર્યલ લખી પોતાની ફરજ બજાવી! મી. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞીક સરકારની રેવન્યુ રાજનીતિ ઉપર લખતા હતા, અને મને યાદ છે કે તેમનાં લખાણથી આ ખાતાંમાં સરકારે કાંઇક રૈયતના લાભનો ફેરફાર કીધો હતો. મી૦ એ. કેમેરન એક લડાઇના ખબરપત્રી" પાછળથી થોડો વખત અધિપતિ થયા હતા. તેઓને માટે કહેવાય છે કે તેઓ અફીણી હતા, પણ તેમનાં રાજદ્વારી લખાણ પ્રસંશા પામતાં હતાં. મી. મેકફરસન રીપોર્ટર પણ એડીટોર્યલ લખતા હતા એમની કારકીર્દીમાં બનેલો એક બનાવ ખાસ ધ્યાન આપવા જેવો છે, જે પારસી દોખ્મા આગળ થયલાં હુલ્લડને લગતો છે.

## પારસી દોખ્માં આગળ હુલ્લડ.

એક વેળા મી. મેકલીન વેલાત ગયા હતા, અને મી. મેકફરસન તેના એક મિત્ર પોલીસ અમલદાર સાથે રહેતા હતા. આ વખતે ડુંગરવાડી (ચોપાટી) દોખ્માની જગ્યા ઉપર મુસલમાનોએ હુલ્લડ કીધું અને પારસીઓએ બચાવ કીધો. આ બાબતનો રીપોર્ટ લખતાં પેલા પોલીસ અમલદારે લખ્યું કે "પારસીઓ તેમની લાસ ઉપર દહીં મુકી કુત્રા પાસ ચટાડે છે," ઇત્યાદી. આ બાબત અમારા જોવામાં આવી તે ઉપર તે વેળા પ્રીન્ટર અને મી. મેકફરસનનું ધ્યાન ખેંચ્યું કે વાત ખોટી છે; પણ તેઓએ માન્યું નહિં, અને રીપોર્ટ પ્રગટ થયો. બીજે દીવસે સંખ્યાબંધ પારસી "પ્રોટેસ્ટ્રસ" આવ્યા અને "સાહેબ લોક" ને માફી માંગવી પડી. પણ એનો બદલો બીજી વખતે પારસીઓને અચુક રીતે અને જાથુકનો મલ્યો હતો.

## મુસલમાન-પારસી બીજું હુલ્લડ.

મી. રૂસ્તમ ઝાલભાઇએ "પ્રસિદ્ધ પેગંબરો અને કોમો" નામે પુસ્તક બહાર પાડ્યું; તેમાં હજરત મહમદને ખોટું લાગે એવું લખાણ આપ્યું તે ઉપરથી એક હુલ્લડ એવું થયું કે તે વેળા જો મી. મેકલીન પારસીઓની મદદે નહિ હોત તો પારસી કોમના ચક્રરે કાંઇ જુદીજ વલાણ લીધી હોત. કારણ ફ્રાન્ક સુટરની પોલીસ. અને ફીલીપ વોડ-હાઉસની સરકાર બન્ને પારસીઓની વિરૂદ્ધ દેખીતી રીતે કામ કરતી હતી, અને પારસીઓને મોટો ગેરઇન્સાફ થયો હતો. આ વખત આગમચનો પારસીઓનો સરકાર સાથનો લાગવગ લગભગ બંધ પડેલો હતો, તેથી

કોમના અફાસરો કાંઇ પણ કરવાને અશક્ત હતા! તેથી મી. મેકલીને પારસીઓ માટે એક અરજી ઘડી બ્રીટીશ પાર્લામેન્ટને મોકલી આપી, જેના પરિણામમાં સર ફીલીપ વોડહાઉસની સરકારને પાર્લામેન્ટ તરફથી ઠપકો મળ્યો હતો.

## મી૦ મેકલીનની વીદાયગીરી.

એકવાર મી. મેકલીને લખ્યું કે તે કદી "ગેઝેટ" નો સંબંધ છોડશે નહિં; પણ આ વેલા મી. ગ્રેટન ગીરીને "ટાઇમ્સ ઑવ ઇન્ડીયા" ના માલેક કરનલ નોસા લીઝ સાથ ખટપટ થઇ, તેથી તેણે બે લાખ રૂપીયે "ગેઝેટ" વેચાતું લીધું, જયારે મી. મેકલીને પાછું લખ્યું કે જ્યારે સોનાની ચકલી (બે લાખ રૂપીયા) હાથમાં આવે ત્યારે તે જતી શા માટે મુકવી; કારણ તે વેળા આ પત્રની હાલત એવી હતી કે આ કિમ્મત ખરેખર જોઇએ તે કરતાં વધારે હતી. પણ મી. ગીરી હઠ ઉપર આવેલા હતા. વીદાયગીરીના મેળાવડામાં એક બુઢા પારસી કંપોઝીટર મી. ખરશેદજી આદરજી, જેને અમો "ખરશેદ કારા" ને નામે ઓળખતા હતા, તેવણે મી. અને મીસીસ મેકલીનની સલામતી લેવડાવી, જે ખરેખર "બેલર ઇંગ્લીશ" ભાષામાં હતી, માટે મી. મેકલીને પોતે રીપોર્ટ લખ્યો તેમાં લખ્યું કે આ "સલામતી" તેમની પોતાની હતી તેથી તેઓ પોતેજ પોતાની પાસે રાખે છે, અને જાહેર લોકોને તે વાંચવાની જરૂર નથી!

## ખરશેદજી કારા અને ખરશેદજી લણુ.

આ પારસી કંમ્પોઝીટરોની ખાસિયત જાણવા લાયક છે. ખરશેદજી કારા બુઢા હતા, પણ દારૂ એટલો પીતા હતા કે તેમની રગોમાં આલકોહોલ પચી જવાથી તેમની ચામડી કાળી થઇ ગઇ હતી, તેથી તેમને "કારાભાઇ" કહેવામાં આવતા હતા. વળી જો મચ્છર કે ડાંસ તેમનાં શરીર ઉપર બેસે અને ચટકો મારે તો આલકોહોલના ઝેરથી તે જંતુ મરી જતું હતું, જે ક્રિયા આ બુઢા કમ્પોઝીટર અમોને વારેવાર દેખાડતા હતા. પ્રેસમાં રાત્રે પણ કામ ચાલતું હોવાથી આ પારસી સાંજે કળસીયો લઇ હમમ સ્ત્રીટનાં એક પીઠાંમાં જતા હતા, અને દારૂ પી આવ્યા પછી રાતનાં આવેલાં ભોજનમાંથી જેનું સરસ હોય તે ચાંપી જઇ પછી તે ભાઇબંધને થંડે કલેજે કહેતા હતા કે "ભાઇ ફલાણા, તારૂં ભોણુ

ખાધેલું છે, ગાળ દેતો ના!" દે મહીનાંનાં "ગેઝેટના" જશન વેળા અને બીજા મેળાવડા વેળા સુપ્રીન્ટેન્ડન્ટ ચાસનીનો ખુમચો અને બાટલીઓ આપી કારાભાઇને દરવાજા આગળ બેસાડતા હતા, અને જેટલા મેમ્બરો આવે તેટલા દરેકની સાથ કારાભાઇએ એકકુ ગ્લાસ લેવાનું હતું; એટલુંજ નહિં પણ જમતી વેલા જેટલી સલામતી લેવાય તેટલી લેવી; અને આ ભાઇ મને કહેતા હતા કે "નસરવાનજી, જોની, હજીતો હું ઘેર જઇશ ત્યારે ચુહુલામાં સુખડ મુકી અશીફરવરની નૈયેતે એક ગલાસ લેવશ!" શું ધાર્યું? પછી આ બુઢા પારસી સાથ સુપ્રીન્ટેન્ડન્ટ જે અ-માનસાઇ વર્તનુક ચલાવતા હતા તે લખવા લાયક નથી!

ખરશેદજી લંબુ પ્રીન્ટર હતા. તેઓ જ્યારે દારૂ પીવા માંડતા ત્યારે દિવસો સુધી પ્રેસમાં આવે નહિં, અને પોતાને ઘર પણ જાય નહિં-બસ પીઠે પીઠે દારૂ પીને ભટકયા કરે, પછી તેમના સગા નાનાં બચ્ચાં માફક મારી કુટીને રેંકડામાં નાખી મુકી જાય ત્યારે કામપર આવે. આ ભાઇ, ઉલટીજ રીતે, જ્યારે દારૂ પીતા હતા ત્યારે ખાવાનું બરોબર લેતા ન હતા, તેથી થોડા વખતમાં તેમની મનશકિત પણ બગડી હતી. એક દિવસે સમીસાંજે આ પ્રીન્ટરે મને રસ્તામાં પકડયો અને એક પીઠાંમાં ઘસડયો. કમબખ્તી! તેના હાથની મુઠી એવી મજબુત હતી કે મારે માટે છુટવું અશકય હતું, અને તેથી વધારે અશકય તેનાં ગ્લાસની ના પાડવી હતું! હવે કરવું કેમ? પીઠાંમાં દાખલ તો થયા. ગભરાટ થવા લાગ્યો. એટલામાં તે ભાઇએ દારૂ લેવાનાં કામમાં રોકાવા મારો હાથ લગાર ઢીલો કીધો કે, એક અછાટ એવી તો મારી જીવ લઇ નાઠો કે પછી તેના હાથમાં આવવો મુશ્કેલ હતો. એક વાર મેકફરસનનાં લગનની રાત્રે જ્યારે એડીટરોના રૂમમાં કોઇ નહિં હતું ત્યારે આ ભાઈ એકેકા કમ્પોઝીટરને ઉપર લઇ જવા લાગ્યો અને દરેકની સાથે અકેકુ ગ્લાસ ઓતી છેવટે એક બાંક ઉપર ચતાપાટ પડયા; અમોએ પેપર બહાર પાડયું; પ્રીન્ટરને પાછલી રાત્રે બગીમાં નાખી તેને ઘર મુકી આવ્યા; અને વખતસર પેપર બહાર પાડવાના બદલામાં બીજે દિવસે સુપ્રીન્ટેન્ડન્ટ તરફથી—ગાળો! કારણ તે એમ સમજતા હતા કે તેમની હાજરી વગર એવી વેલાએ પેપર બહાર પડી શકેજ નહિં. એવી વડાઇ તેમને સાહેબ આગળ લેવાની હતી.

## "યઝદાં પરસ્ત" અને "પારસી (હિન્દી) પંચ."

વડોદરેથી પાછા ફર્યા પછી મેં પગાર વધરાવવાની કોશેશ કીધી, પણ ફોકટ, કારણ સુપ્રીન્ટેન્ડન્ટ હજી મારી તરફ અભાવ રાખતા હોવાથી જયારે બીજાં માણુસોના પગાર વધારવાને તેમના હાથમાં સઘળી સત્તા હતી, ત્યારે મને મી. મેકલીનનો હવાલો આપવામાં આવતો હતો. તેવામાં એક વાણીયા કૉપી હોલ્ડરને કોઇ કારણુસર રજા મલી, જેની જગ્યાપર કુદકો મારવાની મને એક તક મલી. આ જગ્યા માસીક રૂ. ૨૫)ની હતી. જયારે હું આ જગ્યા ઉપર આવ્યો ત્યારે મી. બરજોરજી નવરોજી આપએખ્તીયાર એક "પ્રૂફ રીડર" તરીકે નેમાયા, અને મને તેમના "કૉપી રીડર" અથવા મદદનીશ તરીકે ગોઠવવામાં આવ્યો. આ એક અગત્યનું જોડાણ હતું. વાતચીત દરમ્યાનમાં મી. બરજોરજીએ જયારે જાણ્યું કે હું "સ્ત્રી બોધ"માં અને બીજે ઠેકાણે લખાણ કરૂં છું, ત્યારે તેમણે મારો મેલાપ પોતાના કાકા મી. નશરવાનજી દોરાબજી આપએખ્તીયાર, જેઓ તે વેળા "યઝદાં પરસ્ત" અને "પારસી પંચ" (હમણાં "હિન્દી પંચ") ચલાવતા હતા, તેમની સાથ કરાવ્યો, અને કોઇવાર મને આ પત્રોમાં પણ કાંઇ લખવાની સુચના થઇ. થોડા વખતમાં મી. નશરવાનજી ગુજરી ગયા. અને "ગેઝેટ"ની રાત દીનની સખ્ત નોકરી ઉપરાંત આ બે અઠવાડીક પત્રો પ્રગટ કરવાનું કામ અમારે માથે ફરજીયાત આવી પડયું—"અમારે" માથે, એટલે મારે તો દોસ્તીના હકમાં વગર લવાજમે મદદ કરવાની હતી. મી. બરજોરજીને થોડા વખતમાં "ગેઝેટ"ની નોકરી છોડવી પડી, અને હું તે નોકરી સાથ મદદ કરતો હતો.

અહીં ધર્મ સંબંધી લખાણો કરવાની તક મને "યઝદાં પરસ્તે" આપી; પણ "પંચ"ે મારી કોઇ દબાઇ રહેલી રમુજ અને કટાક્ષ કરવાની શકિત બહાર આવી, અને તેથી મારી કલમ લગાર તિક્ષણ બની. લખાણ અને ચિત્રકળામાં આ બન્ને પત્રોમાં મી. નશરવાનજી આપએખ્તીઆરના ગુજરવા પછી મોટો તફાવત માલમ પડશે. "યઝદાં પરસ્ત" ઑર્થોડૉક્ષ હોવાથી તે કરવાતા સુધારાવાળા "રાસ્ત ગોફતાર" સાથ નિરંતર પંચાતી કરતું હતું તેને તેમાંથી બહાર કાઢયું; અને "પારસી પંચ"નાં ચિત્રો જે માત્ર લીસોટા જેવાં હતાં, તેમાં "પર્સપેકટીવ," "શેડીંગ" વગેરે દાખલ કરવાથી આર્ટીસ્ટીક દેખાવા લાગ્યાં.

મી. બરજોરજી સાથનો મારો સંબંધ કેવા પ્રકારનો હતો તે સેંકડોમાંની માત્ર થોડીક નીચલી "સ્લીપ" ઉપરથી માલમ પડશેઃ-

ડીયર નોશેર,

તમે પરમદાહાડે આવી ગયા પછી સખત તાહાડ વાગીને તાપ આવી છે, જેથી ઘોલીયાપર સુતો છું. આજે કદાચજ હું આવી શકીશ. મેહેરબાની કરીને થોડું પંચ આજે પુરૂં કરી આપજો. મેં એકાદ ગેલી લખ્યું છે. બાકીનુ બને તેમ કરજો. બનેછ તો હું આફીસમાં આઉં છું, પણ બરડો જરાક પણ બેસવાનું કબુલ કરતો નથી.

લી૦ તમારો

બરજોર.

ડીયર નોશેર,

તમારૂં કાંઈ તઈયાર હોયતો આએ માણસને આપજોજી. નહીં હોય તો સહુવારના છ વાગતે આફીસ ઉઘાડવાની છે, માટે તમો ઓફીસમાં જાવો તે વેળા મોકલજોજી. જેટલું બને તેટલું વધુ કરજોજી. મારાથી બીછાનું છોડાય એમ નથી.

૧૩-૮-૮૫ લી૦ તમારો.

બરજોર.

ડીયર નોશેર,

આજે માણેકજી [મુંબઈ સમાચારવાળા] મને સુરત લઇ જાય છે-બહુજ આંહોસ કરે છે. માટે પાંચ વાગતામાં આફીસમાંથી જવું જોઈશે. તમોને રાતનો અતયંત ઉજાગરો હશે, તોપણ તસદી આપવી પડે છે. તમારી હાલત કેમ બેસતી થશે તે સમજતો નથી. તોબી આએ ચીઠી નફટાઇથી લખું છું. જેટલું બને તેટલુ મદદ કરજો.

લી૦ બરજોરજી.

ડીયર નોશેર,

બને તો હમણા આવી જાઓ તો ઠીક, તમારૂં આપેલુ ચીત્ર હું સમજી શકતો નથી. માટે સાથે મલીને લખી કાહાડવું છે, હમણા આવો તો બહુ સારૂ.

લી૦ બરજોરજી.

ડીયર નોશેર,

કાપીના બે ટુકડા બીજા લખી મોકલજોજી. હું ભેજાં વગર આજે કામ કરૂં છું. કુવીનીનથી માથુ ફરી જાય છે, અને દીલ ધુંજે છે. જરા તમો

ફુરસદે આવી જશો તો આપણે સાથે મલી ચીત્રો નકી કરી નાખીશું; તમો હડી ત્રણ વાગતે આવશો તો બસ.

લી૦ બરજોરજી.

[તા. ક.] વજદાં પરસ્તનું બે એક ગેલી જેટલું ઘસકવાનું છે તે હું ચલાઉં છું.

સંખ્યાબંધ ચીઠીઓમાંની આ માત્ર થોડીજ **છે.** જે ઉપરથી **પારસી પંચ** સાથ મારો કવો સંબંધ હતો તે માલમ પડી આવે છે.

**જ્ઞાનવર્ધક**

સને ૧૮૭૯ માં મી. શાપુરજી ભીમજીભાઇ તારાપોરવાળાએ "જ્ઞાન વર્ધક" માસિક ચોપાન્યું જાણીતા બુકસેલર મી. જાંહગીર બેજનજી કરાણીને સપુરદ કીધું ત્યારે તેના ઓનરરી અધિપતિ તરીકે મને પસંદ કરવામાં આવ્યો—એક પાઇની પણ હાંસલ વગર. જો કે મેં કોઇજવાર વારતા લખી હોય, પણ મારી સઘળી વલાણ સંગીન વિદ્યા, ધર્મજ્ઞાન, ફીલસુફી. સાયન્સ વગેરે તરફ હતી. "જ્ઞાનવર્ધક"ને તેના નામને છાજતું બનાવા કોશેશ કીધી; પણ મી. કરાણીનો વિચાર વારતાના કુથળા અને ટાહેલાં ઉપર વિશેશ હોવાથી અમોને પરવડયુ નહિં, તેથી "જ્ઞાનવર્ધક" છોડી દેવું પડયું. લગભગ એક વર્ષની મુફતની સેવાના બદલામાં ઇનામ તરીકે, મારી જગ્યા ઉપર આવેલા મી. કાવશજી મનચેરજી મનસુખ, જેઓએ પોતાનો તખલ્લુસ "મનસુર" રાખ્યો હતો, તેઓએ મી. કરાણીના કહેવાથી એક બહુજ અસભ્ય પત્ર મને લખ્યો; જેમાં મને જાત જાતના સરપાવ મલ્યા હતા. મી. કાવશજી તે વેલા મેડીકલ કોલેજમાં અભ્યાસ કરતા હતા, તેઓ લગભગ પાંચ છ વેળા નિષ્ફળ થયા હતા, કારણ શિખવા ઉપર ધ્યાન આપવાને બદલે વારતા લખવામાં તેમનુ વધારે ધ્યાન હતું. આખરે મદ્રાસ જઇ પાસ થયા; અને થોડા વખત પછી કાંઇ સસારી ખટપટને લીધે બીચારાએ આપઘાત કરી પોતાનો જાન કબજ કીધો! તેનાં રૂહને શાન્તિ હોજો! મેં જયારે આ માસિકનો સબધ છોડયો ત્યારે આગમચથી ખબર મળવાથી તેના માજી માલેક અને અધિપતિ મી. તારાપોરવાળા, પોતાના તા. ૨૬ મી અકટોબર ૧૮૮૦ ના પત્રમાં, નીચે મુજબ લખે છેઃ—

"......જ્ઞાનવર્ધકને હમણા તમો ભાઇએ ઘણા મનપસંદ આકારમાં ફેરવી નાખ્યુંચ. જ્યારે એના અધીપતીનું કામ હું બજાવતો હતો ત્યારે

મુંબઇમાં નીકળતાં પેહેલા વરગમાં ગુજરાતી ચોપાન્યાંઓ માહેલું હું એને ગણુતો હતો, પણ આજે તો પેહેલા વરગનુ પેહેલુ થએલું હું એને જોઉંચ. આટલો બધો સુધારો ફક્ત એક વરશમાં કરી શક્યો તે વીશે હું મારા દીલમાં ઘણો સંતોશ માની લઉં છું. પણ જ્યારે આટલા થોડા વખતમાં તમો ભાઈ કંટાળીને એનેથી દુર થવા માંગો છો ત્યારે જ્ઞાનવર્ધકના હીન નસીબને માટે મને અફસોસ ઉપજે છે. પણ એક બાળકને આપણી બગલમાં લઇ હુંફ આપી ઉછેરીયા પછીથી એકદમ તેને આપણથી વીખુટા કરી મેલવું એમાં શું આપણને પોતાને ઓછો સંતાપ છે? માટે, ભાઈજી, વીચાર કરો; હજી ડીસેમબર દુર છે તેટલાં દરીયાફત પોંહોચાડો, માહરી ખાતરી છે કે તમારી કલમ ખુને બેસી અટકવાની નથી, કેમકે તેને ચાલ–ચાલ કરવાની બસ ટેવજ પડી ગઈચ, તો શું તે પોતાનો શોખ પુરો નહીં પાડશે?" ઇત્યાદી.

## બીલીમોરા લાયબ્રેરી.

આ વખતે મારી પાસે અઠવાડીક તેમજ માસિક વર્તમાનપત્રો, ચોપાન્યાં, વગેરે આવવા લાગ્યાં હતાં. તે વંચાયા પછી કચરામાં જાય તે મને પસંદ ન હતું. મેં વિચાર્યું કે મારા હમવતનીઓ એનો ઉપયોગ કરે તો કેવું સારૂં! તેથી બીલીમોરા ખાતે મી. લીમજી પેસ્તનજી વગેરે મિત્રોને લખ્યું કે તેઓ જો એક ઓરડો ભાડે લઇ પોસ્ટેજ વગેરેની ગોઠવણ કરે તો હું વગર લવાજમે વર્તમાનપત્રો, ચોપાન્યાં વગેરે મોકલી આપું. તેઓ કબુલ થયા, અને સને ૧૮૮૨માં બીલીમોરા રીડીંગ–રૂમની સ્થાપના થઇ. આથી ઉલટ આવી અને એક મિત્ર મી. જમશેદજી નશરવાનજી પીટીટ, શેઠ સોરાબજી શાપુરજી બંગાલી, વગેરેની મુલાકાત લઇ એક નાની જેવી રકમ ભેગી કરી થોડાં પુસ્તકો, વગેરે મોકલી આપ્યાં, અને રીડીંગ–રૂમ સાથ લાયબ્રેરીના સ્થાપના થઇ. (એનો કાંઇક ઇતિહાસ આગળ ચાલતાં આવશે, માટે હાલ તુરત અંહિ એટલોજ ઇસારો કરી આગળ ચાલીશું.)

આ લાઇબ્રરીનું કામ, મી. સોરાબજી જામાસ્પજી વર્કીંગબોક્ષવાળાના સેક્રેટરીપણા તળે, ઘણી સારી રીતે ચાલવા લાગ્યું. તેઓએ મને પુછ્યું કે, સ્કુલના છોકરાઓને મુફ્ત લાભ લેવા દેવો કે નહિં? હું ઘણો ખુશ થયો કે તેમ થવાથી તેમનું બુદ્ધિબળ વધશે. પણ આખર કરેને "છોકરાઓ તે છોકરાઓ." લાઇબ્રેરીના સદુપયોગ કરતાં તેઓ બગાડ વધારે

કરવા લાગ્યા, અને તેમના તોફાનની ફર્યાદ આવી. તેથી તેમને બંધ કરવામાં આવ્યા. પણ કાંઇ સાહિત્યનું બીજ પડેલું હોવાથી તેઓએ એક નાનો રીડીંગ-રૂમ ઉઘાડયો. જો તેઓ સ્વતંત્રપણે કામ કરતા હોત તો આપણુ બહુ ખુશી થાત. પણુ માતૃત્વ લાઇબ્રેરીની તેઓ ગીબત કરવા લાગ્યા, તેમની સામે મને વારેવાર જવાબ આપવાને વર્તમાન-પત્રોમાં બહાર આવવું પડયું હતું.

## મુંબઇમાં સંસાર અને કુટુમ્બ.

આ અરસામાં મને મુંબઇ આવ્યાને દસ વર્ષ ઉપર થઇ ગયાં હતાં; અને હવે પગાર વધવાથી મને એમ લાગ્યું કે મારે હવે મારા સગાં "લીંબુવાળા કુટુમ્બ"માં ઓશીયાળું ખાવું ઠીક નહિ; તેમજ વળી બીજી તરફ સાહિત્યની લાઇનમાં આગળ વધવાથી, આ મોટુ કુટુમ્બ, જેમાં લગભગ ચાળીસેક માણસો હતાં, તેમાંના જુવાન ભાઇઓની લગાર અદેખાઇને લીધે, આશરે સને ૧૮૮૦ માં જુદો પડયો. એક ઓરડો મોદીખાને ભાડે લીધો, અને ત્યાં જઇ રહ્યો. તે વેળા મુંબઇમાં કાંઇ રેસ્ટોરાં કે ભઠીઆરખાનાં પારસીઓ માટે હતાં નહિં; તેથી અગીઆરીઓ-માં કામ કરનારા બહારગામના મોબેદોને રાંધી ખવાડનાર એક બુઢા મોબેદ હતા તેમની સાથે બંધોબસ્ત કીધો કે તે ભોજન વગેરે પુરૂં પાડે. પણુ મને તો સારા અને પુરતા ખોરાક સાથે વેર હતું; તેથી પાછો વધુ ભુખમરો પડવા લાગ્યો ચાવલમાં કાંકરા; મરચાં અને લાકડાંનાં ખમણનાં કવાબ; રસ, તરકારી વગેરેમાં ઘીને બદલે તેલ, ઇત્યાદી! મોબેદ બાદશા-હને બે રૂપીયા વધારે આપવા કહ્યા, તેથી થોડા દીવસ એકાદ કેળુ કે કાંઇ વધારે મુકે, પણુ પછી પાછું જેમને તેમ.

મારા ફુવા હોરમસજી લીંબુવાળા જેઓ મને બહુ ચાહતા હતા, તેઓ હજી મને મળતા હતા, તેઓએ મને સલાહ આપી કે "છોકરાં-ઓને અહીં બોલાવો—કંઇ નહિં, ખુદા સૌનું પુરૂ કરે છે, તમારૂંજ પુરૂ નહિ થશે?" વગેરે. પગાર તો હજી રૂપીયા પચીસનો હતો, તેથી પેહેલાં તો મેં મારા નાના ભાઈ બેજનજીને મુંબઇ બોલાવ્યો, જેની ઉમર તે વેળા

આશરે ૧૯-૨૦ વર્ષની હશે. તેને કંમ્પોઝીટરનું કામ શીખવી નોકરી રાખ્યો કે બેઉ ભાઇઓના પગારથી કુટુમ્બને મુંબઇ બોલાવીયે તો ઘર ચાલે, જો કે મુંબઇનો ખરચ ઉપાડી શકાય તેમ ન હતું. પણ કીસ્મત! આ ભાઇની મદદ હું લાંબો વખત મેલવી શકયો નહિ. કુટુમ્બ બીલીમોરેથી મુંબઇ આવી વસ્યું, અને લાંબો વખત નહિં ગયો એટલામાં બેજનજીભાઇને ક્ષય રોગ લાગુ પડયો; છ મહીના માંદગી ભોગવી; અને ચોવીસ વર્ષની ઉમરે એક વીધવાને મારી ઉપર છોડી ગુજરી ગયા! આ રીતે મદદને બદલે હું કરજ સાથ મોટી આફતમાં આવી પડયો.

## ગણદેવીના દેસાઇના કરો.

પણ તેથી કાંઇ મારૂ જાહેર કામ બંધ પડયું નહિ ગણદેવીના હિન્દુ દેશાઇનું એક ખાનદાન બીલીમોરાના અસલ જાગીરદાર હોવાથી બીલીમોરાની રૈયત પાસેથી જાત જાતના કરો લેતું હતું, પણ તે વેળા ગાયકવાડી રાજ્ય અમલના ગેરવહીવટને લીધે તે કરો એવા આપખુદ અને હસવા જેવા હતા કે રૈયત તેથી કંટાળી ગઇ હતી. કેટલીકવાર તે કરો લેવા દેશાઇનાં માણસો ગરીબ પ્રજા ઉપર જુલમ પણ ગુજારતાં, કેટલીક વાર તેમને કમાઇ ખાવાના ઓજારો પણ ઉંચકી જતા, વગેરે. આ કરોનો ખ્યાલ નીચલી વીગત ઉપરથી આવી શકશે:--

(૧) **માથાવેરો—માહીવેરો**—બીલીમોરાના માછીઓ ઉપર લાગુ પાડેલો કર.

(૨) **મપારૂ**—બીલીમોરાના વેપારીઓનો માલ તોલનારા ઉપરનો કર.

(૩) **હોડી દસ્તુરી**—વહાણ બાંધનાર પારસીઓ પાસેથી લેવાતો કર.

(૪) **ઢેડા દસ્તુરી**—કેટલાંક ગામડાંઓના ઢેડાઓ પાસેથી લેવાતો કર.

(૫) **ખાટકી વેરો**—બીલીમોરાના ખાટકીઓ પાસેથી લેવાનો કર.

(૬) **લગન વેરો.**—માસા ગામના માછીઓ ઉપર નાખેલો કર.

(૭) **રંગારા વેરો.**—ગણદેવીના રંગારાઓ ઉપર નાખેલો કર.

(૮) **છીપા વેરો.**—મોચી, દરજી, છીપા, હજામ વગેરે પાસ લેવાતા કર.

(૯) **બારદાન વેરો.**—અનાજ, તંબાકુ, ઇત્યાદીના કોથલા, ગાંસડી, વગેરે ઉપરનો વેરો.

(૧૦) હોળી ફાગ વેરો.—દેશાઇની કચેરીમાં શેત્રંજી પાંથરવાનો વેરો.

આ છેલ્લો વેરો કેવા પ્રકારનો હતો તે જાણી લેવાથી બીજા વેરાઓ વિષે કાંઇક ખ્યાલ આવશે. એક વર્ષ દેસાઇએ હોળીના તહેવારો ઉપર "રામજની"નો નાચ કરાવ્યો, તેમાં બીલીમોરાના આગેવાન વેપારી વગેરેને પણ એજન કીધું. આ નાચમાં એક લીસ્ટ બનાવી હાજર થયલા સઘળા માણસો પાસ જાજમ (સેત્રંજી) વેચાતી લેવા રકમ ભરાવી. આ ટીપ કાયમની થઇ પડી, અને ભરેલી રકમે દર વરશે ઉઘરાવવામાં આવતી હતી. કર વસુલ કરવાનો નિયમ એ હતો કે જે માણસે "માથુ ઉચકીને" દેશાઇના માણસો સાથ વાત કીધી તે ઘણુ કરી હંમેશનો મુકત થયો; પણ બીજાઓ હંમેશ સપડાતા હતા. આ ઉપરથી જ્યારે પારસીઓ, વગેરે બીજા કેટલાકો બીલકુલ કર નહિં આપતા હતા, ત્યારે ગરીબ લોકો જાતજાતના કરના બોજાથી પીડાતા હતા. આ પીડા ખીસાડવા માટે આગલા મલહારાવના વખતમાં "ટાઇમ્સ ઑાવ ઇંડયા"વાળા મી૦ માર્ટીન વુડ અને "ઇન્ડીયન સ્પેકટેટર"વાળા મી૦ બેહેરામજી મહેરવાનજી મલબારીએ મજબુત બાથ ભીડી હતી, પણ આપખુદ અમલમાં તેમનુ કાંઇ વળ્યુ નહીં.

સને ૧૮૮૦-૮૧ થી આ લડત મેં મી૦ બરજોરજી નશરવાનજી મેંગુરી સાથે પાછી ઉપાડી, અને તે "બૉંબે ગેઝેટ" અને "મુંબઇ સમાચાર"માં અવરનવર સને ૧૮૮૪ સુધી ચાલુ રાખી; જે દરમ્યાન આ બાબત પુછપરછ કરવાનો નામદાર સીયાજીરાવ મહારાજના હુકમથી એક કમીશન નેમાયું, જેના કમીશનર નવાઇ જેવું એ હતું કે, ખુદ દેશાઇનાજ પરોણા તરીકે રહ્યા હતા! જો કે અમો ન્યાય માટે શકમંદ થયા, પણ કમીસનની પુછપરછમાં તરેહવાર જુલમ ગુજારવાની વાતો બહાર આવી. વળી દેશાઇ જ્યારે વર્તમાનપત્રોમાં અમોને એવો જવાબ આપતા હતા કે તેઓ લવાજમ લે છે તે કરો તરીકે નહિં, પણ જાગીરદાર હોવાથી "અમારી જમીન ઉપર લોકોને વસાવેલા હોવાથી અમો જમીન ભાડું (મહીગીરી) લઇયે છીએ," તેનુ પોકળ જણાઈ આવ્યું. સને ૧૮૮૪ ના મે મહીનામાં સીયાજીરાવ પોતાના માહાલોમાં ફરવા નીકળ્યા ત્યારે તેમણે માછી વગેરેની હાલત નજરે જોઇ, અને કહ્યું કે તેઓ એ બીના ઉપર ધ્યાન આપશે બીજે વરશે ઢંઢેરો જાહેર થયો કે દેશાઇ અને બીલીમોરાની રૈયત વચેનો વાંધો પતાવ્યો છે, અને હવેથી કોઇ દેશાઇને કર આપશે નહિં.

## ઇરાની પારસીઓની ધર્મશાળા.

એજ વખતે (સને ૧૮૮૪) અમો કેટલાક મિત્રો એક દિવસે મુંબઇ ચોપાટી પારસી ધર્મખાતાંઓ જોવા ગયા હતા, ત્યાં ચોપાટી ઉપર આવેલી ઇરાની પારસીઓની ધર્મશાળામાં કેટલીક બેદાદી માલમ પડી હતી. અહિંઆ નીરાધાર લોકો લગભગ જાનવરો માફક રહેતાં હતાં આ માટે "મુંબઇ સમાચાર"માં ફર્યાદ ઉઠાવી; તેને ડા૦ દીનશા બમનજી પેસ્તનજી અને બીજાઓએ ટેકો આપ્યો; અને "ઇન્ડીયન સ્પેક્ટેટર" તથા "કયસરે હિન્દ" વગેરે વર્તમાન પત્રોએ પણ તે બીના ઉપાડી લીધી. (જુઓ "મુંબઇ સમાચાર," તા૦ ૯મી, ૧૦મી, અને ૧૪મી ફેબ્રુવારી, ૧લી મે, ૬ઠી સપ્ટેમ્બર ૧૮૮૪, "ઇન્ડીયન સ્પેક્ટેટર," તા૦ ૧૭મી ફેબ્રુવારી, "કયસરે હિન્દ," તા૦ ૧૭ મી ફેબ્રુવારી.) આ પોકાર ઉઠયા પછી આ ખાતાંના કારોબારીઓએ કાંઇ ફેરફાર કીધો હતો પણ તે કામચલાઉ હોવો જોઇયે; કારણ સને ૧૯૦૪માં (એટલે ઉપલી ફર્યાદ પછી વીશ વર્ષે) એ ખાતાં માટે ફરીથી ફર્યાદ ઉઠી હતી. હમણા તેની સ્થીતિ કેવી હશે તે હું કહી શકતો નથી; કારણ તે માટે કાંઇપણ કરવાને હું અશક્ત થઇ પડયો છું તેથી ખરેખર દલગીર છું.

### "પ્રુફ-રીડર"

મી૦ બરજોરજી આપએખ્તીયારે "ગેઝેટ" છોડયા પછી, તેમની જગ્યાએ ઘણા પ્રુફ-રીડરો થઇ ગયા, કારણ આ જગ્યા સેકન્ડ-રીડરની હોવાથી એ રીડરને માથે વિશેશ બોજો રહેતો હતો; કેમકે હેડ-રીડર આળસાઇ કરે તેને, છેલ્લો ફોર્મ છાપવાનો વખત થઇ જાય માટે, ફાઇનલ પ્રુફ વાંચવામાં મદદ કરવાની, તેમજ થર્ડ-રીડર પોતાનો વખત થઇ જવાથી, કેટલાક પ્રુફો સંતાડી ચાલી જવાથી તેના બાકી રહેલા પ્રુફો પણ મને વાંચવા પડતા હતા. વળી આ પ્રુફ-રીડરોનો વર્ગ મોટે ભાગે હાફ-કાસ્ટ અથવા દેશી ક્રીશ્ચીયનોનો હોવાથી ઘણું કરી દારૂડીયા હોવાને લીધે, દીવસોના દીવસો ગેરહાજર રહેતા હતા. આમ હોવાથી તેમની ગેરહાજરીમાં આ સેકન્ડ-રીડરનું કામ વારેવાર મારે નસીબે ચોંટતું હતું, જે હું પેલા પચીસ રૂપીઆના પગારમાંજ ચલાવતો હતો. સેકન્ડ-રીડરની જગ્યા પેહેલાં રૂ. ૧૨૦)ના પગારની હતી; જે હિંદી દેશીઓએ જ્યારે ચલાવવા માંડી ત્યારે રૂા. ૬૦ કે રૂ. ૮૦) ઉપર લાવી મુકી હતી. જ્યારે આ જગ્યા ઉપર બે ત્રણ વરસ સુધી કોઇજ ટકી શક્યું નહિ,

ત્યારે તે મને આપવામાં આવી—પણ માત્ર રૂ. ૪૦)નો પગાર! તેની આગમચ જ્યારે મી. નાનાભાઇ ખરેઘાટ સુપીન્ટેન્ડન્ટ પાસે હું પ્રૂફ-રીડરનું કામ કરતો હોવાથી પગાર વધરાવવા ગયો હતો, ત્યારે જવાબ મળ્યો કે-"લાત મારી નીચે ગબડવી મુકીશ-જે કામ સોંપે તે કરવું પડશે!" મને મારા આગલા પોસ્ટ ઉપર હડસેલી કોઇક ક્રીશ્ચીયન જુવાન કમ્પોઝીટરને બેસાડવામાં આવતો, પણ તે વખતે રૂસો-ટર્કીશ લડાઇ ચાલતી હોવાથી કેટલાક રાજદ્વારી ટેકનીકલ શબ્દો અને ત્યાંની ભૂગોળને લગતાં નામો આ જુવાનોને ખબર ન હોવાથી, પ્રૂફ વાંચવામાં તેઓ બહુ હસવા જેવો છબરડો કરતા હતા, અને હેડ-રીડરને ફાઇનલ પ્રૂફ વાંચતાં વધારે મુશકેલ લાગવાથી દર રાત્રે પ્રીન્ટર સાથે પંચાતી થતી હતી. આથી સુપીન્ટેન્ડન્ટ સાંજે જ્યારે ઘર જાય, ત્યારે પ્રીન્ટર મને કાલાવાલા કરી, ખરેઘાટની ગેરહાજરીમાં મને પાછો પ્રૂફ વાંચવા બેસાડતા હતા. આ કામમાં મને એક કામ મદદ આવતું હતું ને એકે, હું મી. આપએખ્તીયાર સાથે કામ કરતો હોવાથી પેલી લડાઇની તવારીખ માટે વધારે માહીતગાર હોવાથી, મારા વાંચેલા પ્રૂફોમાં હેડ રીડરને બહુ સેહેલુ પડતું હતું.

ધીરજથી સઘળો ગેરઇન્સાફ વેઠી આ કામ ચાલુ રાખવાથી મને એક જાથુકનો લાભ એ થયો કે, આ જગ્યા ઉપર મને ઘણું વેહેવારૂ જ્ઞાન મળવા લાગ્યું; મારૂં "ઇંગ્રેજી" જે શરૂઆતમાં માત્ર ત્રણ ચોપડીનું હતું તે સુધરીને આ ભાષા ઉપર કાંઇ વધારે કાબુ આવવા લાગ્યો. ઇંગ્રેજી પેહેલા વર્ગનાં મહાવારી, કવાર્ટર્લી, વગેરે ચોપાન્યાંઓ જોવાની તક મલી; સાહિત્યની લાઇનમાં ઘણું જાણવાનું મળ્યુ; અને મારા આચાર વિચારમાં સુધારો થતો ગયો. પણ જેમ જેમ પ્રીન્ટરની તાબેદારી સાથ પ્રમાણીકપણે કામ કરતો ગયો તેમ તેમ જાહેર ખબરો વાંચવાનાં અને બીજાં કેટલાંક જોખમ ભરેલાં કામો મારે માથે વધતાં ગયાં. દરરોજ સરેરાસ ૧૫ થી ૧૬ કલાકની રાત્રે ઉજાગરા સાથની નોકરી, તેહેવાર કે આતવારની રજા ભાગ્યેજ કોઇવાર મળે, ઇન્સાફ જેવો જોઇએ તેવો મળે નહિં, પગાર હફ્તે હફ્તે મળે, ફેમીલી મુંબઇ આવવાથી ખરચમાં વધારો, ઇત્યાદી મુશકેલીથી કોઇ બીજે ઠેકાણે નજર કરવાની જરૂર જણાઇ.

## "ટાઇમ્સ ઑવ ઇન્ડીયા."

"બાંમ્બે ગેઝેટ" ની ચૌદ વર્ષની નોકરીમાંજ—બત્રીસ વર્ષની ઉમરમાંજ—શરીરનો બાંધો તુટી ગયો, અને અંતરમાંથી કોઇ હવે ગોવા

ફુલ્લડ કરતું હોય એમ જણાયું. તેથી થોડે ઓછે પગારે "ટાઇમ્સ ઑવ ઇન્ડીયા"ના જોબ ડીપાર્ટમેન્ટમાં આશરે સને ૧૮૮૪માં ગમન કીધું. અહીંના સુપ્રીન્ટેન્ડન્ટ મી. ખરશેદજી દાદાભાઇ નાદરશા એક ફ્રાલ-સ્ટારીયન ગ્રહસ્થ અજાયબ સ્વભાવના માણસ હતા. તેઓ જેટલા ઝડપથી ક્રોધાયમાન થતા, તેટલીજ ઝડપથી પાછા શાન્ત થઇ જતા હતા. તેમનો વિચાર ગમે તેવો ભુલભરેલો હોય-તેમની પોતાની ભૂલ પ્રત્યક્ષ તમે જોતા હોવ—તોપણ તમારે "હાજી હા" કરવું; પણ જો તમોએ જરા પણ તે ભૂલ બતાવવાની કોશેશ કીધી તો—એક સિંહની ગર્જના! એક હજાર માણસોનો આખો ડીપાર્ટમેન્ટ ધ્રુજી રહે! પણ જ્યારે આ ગ્રહસ્થ પોતાની ભૂલ જોતા ત્યારે એવી રીતે શાન્ત થતા કે ગોયા પેલો બનાવ જાણે બન્યોજ નથી! મારી સાથે પણ એક બે વાર એમ બન્યું હતુ. આ ગ્રહસ્થ આગળ જો કોઇ નોકરી રહેવા આવે અને તે જો બડાઇ હાંકે કે તે એમ. એ. છે; અથવા કોઇ પ્રેસમાં પ્રીંન્ટર હતો; અથવા તે કોઇ બહુ હુશીયાર માણસ છે, તો જાણવું કે તે એક બે અઠવાડીયાંની મેહેનત "ટાઇમ્સ"ને સપુરદ કરી સેરેજો સીધારશે; કેમકે એવાં માણસોનુ અભિમાન તોડવાને આ મારા ઉપરી પુરતા સામર્થવાન હતા. કામમાં એકાદ ભૂલ શોધી કાઢી તેઓ એવી બરાડ મારી આખી ઑફીસ ગજાવતા કે બિચારો આ નવો માણસ ફરીથી દેખાવ દેજ નહિં! તેમનો ખવસ પીછાણી લેવાથી હું વારેવાર "એટેન્શે" થઇ, અમુક ચીજ જાણવા છતાં, ગોયા હું અજાણ હોઉં તેમ પુછવા જતો, ત્યારે તેઓ ખુશી થતા હતા કે આ બીચારો કોઈ "સોટ" છે! તેઓ માણસો પાસે મજબુન કામ લેતા હતા—દરેકને ધ્યાનમાં રાખતા—પણ દર વરશે તેવા રેગ્યુલર અને મેહેનતુ માણસોના પગારમાં વધારો કરી આપતા હતા, એવા દયાળુ પણ તે હતા. નીચલો બનાવ જાણવા લાયક છે:—"ટાઇમ્સ"નું વાર્ષીક કેલેન્ડર બહાર પડયા પછી બીજેજ દીવસે ઘણુ કરી મી. ખરશેદજી પ્રોમોશનની એક ટીપ બનાવી મેનેજરની બહાલી માટે તેની સહી લેવા જતા હતા. એક વર્ષ આ પ્રમાણે ટીપ લઇ મી. ખરશેદજી મી. કેન (મેનેજીંગ પ્રોપ્રાયટર) પાસે ગયા. મી. કેને કહ્યું "ઓ મી. ખરશેદજી, તમો વારેવાર માણસોના પ્રોમોશન માટે મને કંટાળો આપો છો!" મી. ખરશેદજીએ કહ્યું; "તમારે સહી કરવી છે કે—નહીં તો આ પાઘડી-ડગલી પહેરીને હું ચાલ્યો. તમો છો ને તમારી ઓફીસ છે! શું તમે જાણતા નથી, માણસો પાસે હું કેવું કામ લઉં છું—તેમના ઉપર કેવો જુલમ

ગુજારૂં છું ?" આમ કહી કેખશરૂએ ચાલવા માંડયું ! (અમો તેગને "કેખશરૂ શેઠ" કહેતા હતા.) મી. કેન ગભરાયા. "અરે નહીંરે નહીં, મી. કેખશરૂ. હું તો અમસ્તી મશકેરી કરૂં છું." આમ કહી મી. કેને તે પગારના પ્રોમોશનની ટીપ ઉપર સહી કરી આપી !

## "ભાજીખાઉઓથી કામ બરાબર થાય નહિં !"

દરેક પ્રૂફ-રીડર સાથ તેનો એક એસીસ્ટંટ કૉપી-રીડર હોય છે; તેમ મારી સાથ ઘણાક કૉપી-રીડરો બદલાઇ ગયા હતા. એકવાર રતનલાલ કરી એક આળસુ વાણીયો મારો મદદનીશ હતો, તેને મી૦ ખરશેદજીએ કાંઇ કાંમ સોંપ્યું, જે બજાવવામાં ચપળતા નહિં બતાવવાથી અમારા ઉપરીએ મશકેરીમાં કહ્યું કે "તમો ભાજીખાઉઓથી કામ બરાબર થાય નહિં !" રતનલાલે જવાબ દીધો કે "નશરવાનજી શેઠ પણ ભાજીખાઉ છે તે શું કામ બરોબર નથી કરતા કે ?" થઇ ચુકયું ! "હંએંએં," ખરશેદજીએ રાબેતા મુજબ એક ગર્જના કીધી, અને મને લગાર ઉશ-કેરાઇને અજાયબી સાથ પુછયું, "શું તમે ગોસ્ત નથી ખાતા? મને તો તમે નહિં કહ્યું !" "વળી એમાં કહેવાનું શું હોય, સાહેબ ?" નમ્રતા અને હિમ્મત સાથ મેં જવાબ દીધો; 'તમો હરવખત જ્યારે હું ખાવા બેસું છું ત્યારે બે વરશ થયાં મારી આગળથી પસાર થાઓ છો, તેથી આપ જાણતા હોવા જોઇયે." આ ખાનગી બીના વિષે જોકે સઘળા કમ્પોઝીટરો, રીડર્સ, વગેરે જાણતા હતા; પણ મરતબા ખાતર મેં એ બીના મારા ઉપરીથી છાની રાખી હતી; અને તેનો સબબ પણ હતો તે તુરત માલમ પડશે. મારાં કામથી સંતોષ પામી મી. ખરશેદજી દર વર્ષે મને રૂપીયા પાંચ પ્રોમોશન આપતા હતા, તે હવે ઘટીને રૂપીયા બે થઇ ગયા ! Prejudice ! હું તો જેને તેજ હતો; મારૂ કામ પણ રાબેતા મુજબજ હતું—પણ માત્ર હું "ભાજીખાઉ" છું એવું જાણવામાં આવ્યાથીજ એક વેહેમ યા ભ્રમણા થઇ, અને મારા ઉપરીની નજરમાં હું "આળસુ" જણાયો ! જેમ જેમ વખત જતો હતો તેમ તેમ મારૂ કામ તો વધતું જતું હતું, એટલુંજ નહિ, પણ તે વધારે જોખમ ભરેલું પણ થતું જતું હતું.

## "દાગી સાધુ સંગતી બસલા."

"જેસાકુ મીલા તેસા" એ કહેતી મુજબ મારી ટેબલ સાથ એક કામચલાઉ હિન્દુ પ્રૂફરીડર આવી બેઠા. અમોને સાથે બેઠેલા જોઇ, કેટલાક

હિન્દુ કમ્પોઝીટરો અમારી આગળથી પસાર થતા હતા ત્યારે બોલતા કે, "રોગી સાધુ સંગતી બસલા." મને કાંઇ સમજ પડી નહિં. કેટલાક દીવસ પછી ધ્યાન ખેંચાતાં મેં એકને પુછ્યું કે, તમો લોકો એમ બોલો છો તેનું કારણ શું? "ગણુપતરાવ તરી તુમચા જસાજ હે—પાહાડમદે પહલુન ગેલા હોતા!" ઓત્તારી! હું તો પાહાડમાં નાહસી ગયો ન હતો? ગણુપતરાવ કાંઇ પોતાનો ભેદ કહે નહિં; કારણ તે પ્રાર્થના સમાજ, આર્યસમાજ, વગેરે મંડળોમાં ફરી આવ્યો હતો, અને ત્યાં પોતાનો અનુભવ કહેતાં તે લોકોએ તેને "ચસ્કેલો" ઠરાવ્યો હતો, તેથી તેણે જોયું કે જ્યારે હિન્દુઓ તેની વાત સમજતા નથી તો એક પારસી શું સમજી શકે. તેથી તે વનવાસના પોતાના અનુભવ માટે મૌન પકડી બેઠો હતો. પણ પેલા કંમ્પોઝીટરોએ ખાત્રી આપવાથી, ગણુપતરાવના હોઠ જરા જરા ઉપડવા લાગ્યા, અને ધીમે ધીમે તેની પાસથી હું નીચલો ખુલાસો મેળવી શકયોઃ—

પેહેલાં તો તેણે જણાવ્યું કે તેનો સસરો એક કામાઠી શ્રીમંત સરકારી કંત્રાકટર હોવાથી, લાગવગ હોવાથી, પુણા ખાને તેને મોટા પગારની નોકરી મળી તે છોડી દઇને આ ઓછા પગારની સખ્ત નોકરી શા માટે એખ્તીયાર કીધી તે તે સમજી શકયો નહિં. તે પછી તેણે જે હેકાયત કહી તેનો સાર એ છે કે—

તેનો કોઇ મિત્ર સંસાર છોડી જંગલમાં જતો રહ્યો હતો, તેની શોધમાં તે મિત્રની બાયડી અને ગણુપતરાવ નીકળ્યાં હતાં. થોડાક દીવસ જંગલમાં ભટકયા પછી પેલી ઓરત જંગલની હાડમારી નહિં ખમાવાથી પાછી ફરી, અને ગણુપતરાવ આગળ ચાલ્યા. એક પાહાડના તલેટી આગળ આવી ધામો નાખ્યો. કાંઇ જંગલી ફળ ફળાદી ખાઇ કામ ચલાવે, અથવા કોઇવાર કોઇ સાધુ જેવો માણુસ આવી એક જાતનો થોડો કંદ આપી જાય તે ખાય. આ કંદ વિષે એકગી વધારેવાર શાંભલ્યું જે કે તેનો એક કટકો ખાધો હોય તો કેટલાક દીવસ સુધી ભુખ લાગતી નથી. પણ હવે ગણુપતરાવને ત્યાંથી ખસેડવાની, તેમજ તેમની કસોટી થવાની વાત ચાલી. રાત્રે, કહે છે કે, નાગી તલવાર સાથ ચોર લોકોનુ કે એવુંજ કોઇ ટોળુ આવે અને ગણુપતરાવને જંગલ છોડી જવા ફરમાવે; પણ આ તદન નગ્ન પણ હિમ્મતવાન જુવાનનો જવાબ એ હતો કે, "હમ તો મરનેકે વાસ્તે આયા હે, ચેયે તો માર ડાલો!" આથી તે

ટોળુ પાછુ ફરતું હતું. વળી કોઇ વાર કોઇ વાઘનું રૂપ લઇ રાત્રે આગળ આવે અને ગણપતરાવને ગભરાવે, પણ તેને પણ ઉપર મુજબજ જવાબ મળ્યાથી તે ગેબ થઇ જાય! આ રીતે આ જંગલમાં દોઢ વર્ષ કાઢયું; અને જ્યારે તેને મક્કમ જોયો ત્યારે તેને જણાવવામાં આવ્યું કે "સંસારમાં જઇ કાર્ય કરો--જ્યારે વખત આવશે ત્યારે બોલાવીશું." આમ કહી કાંઇ મંત્ર અને માળા જપવાને આપ્યાં. ગણપતરાવને હજી કાંઇ સંસારનાં ગાંઠો તોડવાના બાકી રહેલા હતા, તેથી જ્યારે તે પાછો પોતાને વતન આવ્યો ત્યારે તેને માલમ પડયું કે તેની ઓરત જો કે ગુજરી ગઇ હતી, પણ બીજાં કાંઇ બંધન બાકી હતાં. તેની છોકરી હતી તેને પરણાવી. પણ તેની હીલચાલ શકમંદ લાગવાથી, તેનાં કુટુમ્બીઓએ જોયું કે રખે તે પાછો પાહાડમાં નાહસી જાય કરી તેને ફરીથી પુનર્લગ્નની જુસરીમાં બાંધવાની તૈયારી કીધી. આ વખતે તે મારી સાથ તદ્દન એવી રીતે મલી ગયો હતો કે તે પોતાની કોઇ પણ વાત મારાથી છુપી રાખતો ન હતો. તે યોગ વિષે કશું જાણતો ન હતો, તેથી મેં તેને કેટલાંક પુસ્તકો આપી "ધ્યાન" કરવા સલાહ આપી; તેનો વિચાર મંદીરમાં જઈ બેસવાનો હતો, પણ તેમ કરવાને બદલે પોતાના મકાનમાંજ એક જગ્યા પવિત્ર કરી ત્યાં "અભ્યાસ" કરતાં જણાયું, ઇત્યાદી. અહીં તેણે પોતાના ગુરૂ સાથનો સંબંધ જોડયો. લાંબે છેટે પાહાડમાં ગુરૂ હોવા છતાં તેને અંતરથી સંદેસા મળવા લાગ્યા--કારણ તે પેલું મંત્ર મનમાં જપતો હતો--એટલુંજ નહિં, પણ જે ઓરડામાં તે "ધ્યાન" કરવા બેસતો હતો તે સુગંધથી કોઇ વાર તરબોર થતો હતો--જે નીશાણી શાની છે તે યોગ અભ્યાસીઓ જાણે છે--અને સીલીંગ ઉપરથી સુગંધી પાલા કે ફુલોની વૃષ્ટી થતી હતી! આ સઘળુ તે મને કહેતો હતો. એવી હાલતમાં જો તે પરણેલી જીંદગી ગુજારે તો ઠીક પડે નહિ; તેથી જ્યારે ફરીથી પરણવાની ભલામણ થઇ ત્યારે તેણે મારી સલાહ પુછી-તેનાથી છુટાય તેમ ન હતું; તેથી મેં સલાહ આપી કે જે ઓરત પરણવા માંગે તેની સાથ ખાનગીમાં કબુલાત લેવી કે, પરણીને ભાઇ-બેહેન માફક રહેવું તોજ પરણી શકાય. તે પરણ્યો ખરો, પણ આ પછી તે પોતાનાં ગુરૂના બોલાવ્યાથી જાત્રા વગેરે ઠેકાણે જતો હતો, અને એકવાર રજા લઇ પુંણે ગયો અને ત્યાં ગુજર પામ્યો.

આગળ કહેવામાં આવ્યું છે કે સીલીંગ ઉપરથી સુગંધી પાસો વગેરે પડતું હતું, જે બીના મેડમ બ્લૅવાટસ્કીની જીંદગીમાં જાહેર થયલી બીનાને ટેકો આપે છે. આ પૂજ્ય બાનુના સંબંધમાં જ્યારે એમ કહેવામાં આવતું હતું કે તેણીના દેવાનખાનામાં સીલીંગ ઉપરથી મહાત્માઓના પત્રો પડતાં હતાં, ત્યારે આ ગુપ્ત હકીકતોથી અજ્ઞાન લોકોએ તેણીને "ઠગારી" જણાવી હતી; પણ થીઓસોફીકલ અભ્યાસની ગુપ્ત બાજુનો મારો અનુભવ સોસાયટીની અંદર કરતાં બહારની હકીકતને વધારે આભારી છે.

એકવાર બીલીમોરામાં એક એકાંત જગ્યામાં એક વાડીમાં હું રહેતો હતો. ભાઇ નશરવાનજી મનચેરજી દેસાઇ મને નવસારીથી મલવા આવ્યા હતા, અમો બન્ને જણા જરથોસ્તીઓમાં થીઓસોફી અને જરથોસ્તી ધર્મનું જ્ઞાન કેમ ફેલાવવું તે વિષે ગુફ્તેગો કરતા હતા. વખત આશરે બપોર પછી ત્રણેક વાગાનો હતો. એટલામાં એકાએક જે વરંડા ઉપર અમો બેસી વાત કરતા હતા તે અજાયબ સુગંધી પમરાટથી ભરાઇ ગયો. અમો બન્ને જણના મુખમાંથી એકી વેળાએ એકદમ શબ્દો નીકલ્યા કે "એ પમરાટ કયાંથી ?" અને તુરત અમોને ખ્યાલ આવ્યો કે એ બીના શું છે, કારણ અમો બન્ને તે નીશાણીથી વાકેફ હતા. તેથી એક બીજાનો ચેહેરો જોઇ અમો ખુશાલીથી જરા મલકાયા ! આ અમારી કમીની કોશેશનો ઉંચા ભુવન ઉપરથી સ્વીકાર હતો એમ શું નહિં ગણાય ?

## મગજની સખત મેહેનત.

"બૉંબે ગેઝેટ" પ્રેસમાં ન્યુસપેપર ડીપાર્ટમેન્ટમાં હોવાથી ત્યાં કોઇ કોઇ વાર લગાર કલાક બે કલાકનો વીસામો મળતો હતો; પણ "ટાઇમ્સ" ઓફીસમાં સેંકડો કમ્પોઝીટરોનું ઢગલાબંધ કામ અમારી ટેબલ ઉપર સીલકમાં પડી રેહેતું હતું, જેથી મગજની "બેટરી" નીરંતર રોકાયલી રહેવાથી, તેમજ તહેવાર કે રવીવારની રજાઓ ઉપર ફરજીયાત કામે બોલાવવાથી, વળી "આ કામ તો બીજા રીડર આળસાઇ કરશે અને ઉતાવળનું છે તેથી તમો કરી આપો," "ફલાણું કામ તો તમારા સીવાય બીજો રીડર જાણતો નથી તેથી તમો કરી આપો," વગેરે કારણોને લીધે મારી "નર્વસ સીસ્ટમ" અને શરીર જલદી તુટી જવા લાગ્યાં; હું માત્ર ટકી રહયો તે મારા સાદા ખોરાકને લીધેજ ! મારા

એક જોડીદાર પ્રુફરીડર તદન ફેલટાજ વિચારથી કામ લેતા હતા. તેઓનો મત એ હતો કે આપણુ બહુ મેહેનત કરીયે છીયે તેથી બહુ સારો ખોરાક લેવો જોઇયે તેમાં આ બાઇ ખાનદાને મોબેદ હોવાથી—(અને આ ડીપાર્ટમેન્ટમાં મી૦ ખરશેદજી પણ અમલ મોબેદ હોવાથી મોટા ભાગ કાળી પાઘડીવાળા મોબેદોનો હતો.)—બહુ ભારી ખોરાક લેતા હતા. તેઓ જાણુતા ન હતા કે Sedentary (બેસીને કામ કરવાનો) ધંધો હોવાથી ભારી ખોરાક છાતી અને પેટમાં પાચન થઇ શકતો નથી. આમ હોવાથી એક ભલા મિત્રને શરીરમાં ચરબી ફરી વળવાના દર્દથી થોડાક મહીના માંદગીને બીછાને રહી પેલી જેહાંન કુચ કરી જતાં મેં જોયો, જે માટે મને ખેદ થાય છે.

આ ખાતાંમાં કામ એટલું ધમધોકાર ચાલતું હતું કે, કામદાર માણુસોને રાહત આપવાનો સરકારે જે "ફેકટરી એકટ" કાઢયો હતો તેને પણુ "ટાઇમ્સ ઓવ ઇન્ડીયા" મચક આપતું ન હતું, અને તે એકટમાં જે રજા ફરજીયાત આપવા જણુાવેલું હતું તે પણુ રજા મલતી ન હતી. આ "મહારાજાઓ" ને સરકાર પણુ પુછી શકતી ન હતી! આવી બેદાદીને લીધે દરરોજ ૧૫–૧૬ કલાકની નોકરી સાથ અમારી શી ગતી થતી હશે તેનો ખ્યાલ સહેજ થઇ શકશે.

ચૌદ વર્ષ "ગેઝેટ" માં અને સત્તર વર્ષ "ટાઇમ્સ"માં મળી એકત્રીસ વર્ષની સખ્ત નોકરી પછી એક પાઇ પણુ ફાજલ પાડયા વગર તદન ખાલી હાથે, ચાલુ માંદગીને લીધે, નોકરી છોડવી પડી. જો સરકારી નોકરીમાં આટલો વખત પસાર કીધો હોત અને એવી પ્રમાણીક નોકરી બજાવી હોત તો, કાંઇ નહિં તો, બુઢાપામાં કાંઇ "પેન્શન" પણુ મેળવ્યું હોત—પણુ "વોહરાજીની ચાકરીમાં કંટોલાંના ફાકા!"

## "ઇંડીઅન સીલૅકટર."

જયારે "બાંબે ગેઝેટ" માં હતો ત્યારે ઇંગ્લાંડના માસિક તેમજ ત્રીમાસીક, અઠવાડીક અને રોજીંદા પહેલા વર્ગના વર્તમાનપત્રો ચોપાન્યાં વગેરે નીરખવાની તક મળી હતી. હિંદને લગતી રાજદ્વારી તેમજ એર્યન ધર્મોને લગતી ફીલસુફીની બાબતો અને બીજી વિદ્યાઓને લગતી બાબતો વાંચવાથી મને એમ લાગ્યું કે આ ઉમદા વિચારોથી મારા હિંદી હમદેશીઓ વાકેફગાર થાય તો કેવું સારૂં! આ ઇંગ્રેજી

છાપો ભારી કિમ્મતનો હોવાથી સઘળાજ હિંદી કેળવણી પામેલા જુવાનોના હાથમાં જઇ શકે નહિ. તેથી સને ૧૮૮૪-૮૫ માં આ ઉંચ સાહિત્ય તપાસી તેમાંથી તારવી કાઢીને એકઠી કીધેલી બાબતો એક માસિક સસ્તી કિમ્મતના ચોપાન્યા મારફતે પ્રગટ કરવાનો વિચાર આવ્યો. પણ મારી પાસે પૈસાની જોગવાઇ તો બીલકુલ ન હતી; તેથી અલાયન્સ પ્રીન્ટીંગ પ્રેસના માલેકોએ આ કામ ઉપાડી લીધું--પોતાની મતલબને માટે-અને કામ ચાલુ કીધું. તે માસીકનું નામ "ધી ઇન્ડીયન સીલેકટર" રાખ્યું. મારે આ ચોપાન્યું પરવરતાવવાનું હતું. અને પ્રીન્ટરોએ છાપી પ્રસિદ્ધ કરવાનું હતું. જો નફો આવે તો અરધો હિસ્સો, પણ ખોટની જોખમદારીથી મને બકાત રાખ્યો હતો. પેહેલેજ વરસે તે કાંઇ પણ ખોટ ખમ્યા વગર મુસ્તકીમ થયું, પણ કામ લાસર્યું માલમ પડયું. જો કોઇ લવાજમના પૈસા આવે તો, પ્રીન્ટર કહે, "હરીયા, જા તો એક બ્રાન્ડીની બાટલી લેતો આવ"! દર રવીવારે ફ્રેન્ડોની પાર્ટી પ્રેસમાં! ઇત્યાદી. જયારે "સીલેકટર"નો હિસાબ માગું ત્યારે--આંગળાંના વેઢા ઉપર! કાગળ આટલા રૂપીયાના, મજુરી આટલા રૂપીયાની, ઇત્યાદી! કાંઇ નોંધ? ખેરસલ્લાહ! જો કે હું પૈસા ખાતર એવાં કામો કરતો ન હતો, પણ આ રીતનું કામ મને પસંદ ન હતું. વળી પ્રુફ વાંચવા માટે મને કોઇ મદદ પણ આપવામાં આવી નહિ બે વર્ષ સુધી મારે આ મુજબ ધસડબોરો કરવો પડયો-"ટાઇમ્સ ઓવ ઇન્ડીયા" ની પંદર કલાકની નોકરી સાથ-અને આખરે એવું બન્યું કે બીજા વર્ષના ડીસેમ્બરનો છેલ્લો અંક છપાઇ તૈયાર થયલો હોવા છતાં, પોસ્ટેજના પૈસાની તંગીને લીધે, તે ગ્રાહકો ઉપર મોકલવામાં નહિં આવ્યો; ચોપાન્યું બંધ પડયું;-અને થોડા વખતમાં છાપાખાતું લીલાઉંમાં વેચાઇ ગયું!

## થીઓસોફીના દરવાજો.

"ધી ઇન્ડીયન સીલેકટર"થી જોકે મને પૈસા મેળવવાના ન હતા અને તે મેળવવા હું માગતો પણ ન હતો, કારણ કે મારી આખી જીંદગીમાં એવાં કામો હું એક પાઇની પણ હાંસલ વગરજ કરતો આવ્યો છું—પણ મને એક મોટો અને સંગીન ફાયદો એ થયો કે આ ચોપાન્યાંનાં બદલામાં "થીઓસોફીસ્ટ" અને થીઓસોફીને લગતાં બીજાં પુસ્તકો મારા હાથમાં આવ્યાં, તેઓથી મારી નજર ઉંઘડી! વલી આ અરસામાં

મને જાણીતા પારસી થીયોસોફીસ્ટ ભાઇ રૂસ્તમજી મનચેરજી મોબેદજી સાથ ઓળખાણ પડી, તેઓ મને જ્યારે મળતા ત્યારે થીયોસોફીકલ સોસાયટીમાં દાખલ થવા ભલામણ કરતા હતા. પણ એક અટકાવ એ હતો કે, મારા મિત્રો મી. બરજોરજી આપઅખ્તીયાર અને મી. માણેકજી બરજોરજી મીનોચેહેરહોમજી, જેઓના સમાગમમાં મિત્રાચારીની રૂહે હું દરરોજ આવતો હતો, તેઓ આ મંડલી સામે હડહડતી વિરૂધ્ધતા ધરાવતા હતા, અને વળી થીયોસોફીના સિધ્ધાંતોથી પુરતી રીતે વાકેફગાર ન હોવાથી, મને પોતાને પણ "પારસી પંચ"માં મહાત્માઓની અને બીજી થીયોસોફીક બાબતોની રમુજમાં ઉતરવું પડયું હતું! મેડમ બ્લેવાટસ્કી અને કરનલ ઑલકટ સને ૧૮૭૮ માં મુંબઇ આવ્યાં હતાં, અને હિંદમાં આ મંડલીનો પાયો નાખ્યો હતો, પણ લગભગ સને ૧૮૮૫ સુધી હું એ મંડલીના હેતુ માટે નજારવસ રહ્યો હતો. આખરે સને ૧૮૮૬ માં હું આ મંડલીમાં દાખલ થયો. ત્યાર પછી મારી હાલત "સુડી વચે સોપારી" જેવી કઢંગી થઇ પડી. મારા મિત્રોનાં ચાલુ ટાણા અને બાણો અને કટાક્ષ એવાં હતાં કે તે સામે કોઇપણ માણસ ટકી શકે નહિં. ઘણો વખત, તેમનો ઓશીયાળો ન હોવા છતાં, મેં તેમના તાનાજાની સહન કીધા, એટલુંજ નહિં, પણ મારાં મુફતનાં લખાણોમાં પણ તરફેણુની બાબતોને વિરૂધ્ધની બનાવી, મારા થીયોસોફીસ્ટ ભાઇઓ વચે મારી હાલત વારંવાર કફોડી કરવા માંડી, ત્યારે ધીમે ધીમે મેં મારાં લખાણો બંધ કરવા માંડયાં; અને મારે હવે "પસંદગી"નો સમય આવ્યો. ગમે આ લેખક ભાઇઓની દોસ્તી છોડવી કે ગમે થીયોસોફીનો સંબંધ છોડવો. પણ આટલા વખતમાં થીયોસોફીની મોહીની મારે માટે અત્યંત બળવાન થઇ પડી હતી! વળી આ મંડળીમાં દાખલ થવા આગમચ હું વેજીટેર્યન થયો હતો તે પણ મારા આ મિત્રોને પસંદ ન હતું.

## "ન્યાત બહાર" કે "વટલેલ ?"

આ સમય એવો હતો કે પારસી કોમમાં સાંકડા વિચારનાં માણસો માત્ર વેજીટેર્યનો અને થીયોસોફીસ્ટોની સામેજ ધુજારો ચલાવતા ન હતા, પણ કોઇ પારસી બેહેદીને દાઢી રાખી હોય તો તેની સામે પણ તરેહવાર કટાક્ષ ચલાવવામાં આવતાં હતાં. એકવાર સરકારના કરની સામે મુંબઇના હજામોએ હડતાલ પાડી, તેથી સગવડને ખાતર મને દાઢી રાખવી પડી. આથી કોઇ મને "નસેસાલ" કહેતું અને કોઇ "મુસલમાન" કહેતું,

જોકે મોબેદોને કોઇ તેમ કહેતું ન હતું! વલી મારી નકલ એકવાર "ટાઇમ્સ ઑાવ ઇન્ડીયા"ના પારસી કંમ્પોઝીટરે કીધી, તેને અમારા સુપ્રીન્ટેન્ડન્ટે બપોરે બે વાગે પાછો ઘરે મોકલ્યો કે દાઢી બોરાવી ઑફીસમાં આવે! આ સઘલું કહેવાતા "છુટાપણા"ના જમાનામાં! પણ "વેજીટેર્યન" અને "થીયોસોફીસ્ટ" તરીકે તો મારી હાલત એક "ન્યાત બહાર" મુકાયલા અથવા "વટલેલ" માણસના જેવી થઇ પડી હતી. જો રસ્તામાં કે મોહોલ્લામાં કોઇ મિત્ર કે સગાં સ્નેહી મળે અને મારી સાથે વાત કરવા ઉભાં રહે તો, તેઓ આસપાસ જોતાં જાય કે, રખે તેઓને એક "વટલેલ" સાથે વાત કરતાં કોઇ જુએ! મારા દિકરાઓને કોઇ દિકરી નહિં તો નહિં, પણ ચાકરી પણ આપે નહિં! લોકોમાં એવો મક્કમ ધકારો બેસી ગયો હતો કે, જેઓ થીઓસોફીકલ સોસાયટીમાં જાય તેઓને ફરજીયાત વેજીટેર્યન થવાનું હોય છે; તેથી એક દિવસે એક મિત્ર એક મોહોલ્લામાં મલતાં મને પોતાની ખાહેશ થીયોસોફીકલ ભાષણ સાંભળવાની દેખાડી; મેં જણાવ્યું દરવાજા ખુલ્લા છે, મારી સાથે આવો, તો કહે "પણ ભાઇ, મને વેજીટેર્યન બનાવતો ના, હો, તો આવું!" ગોયા તે પણ મારા એખ્તીયારમાં હોય! આ સઘલો વખત તે મિત્રનો દમ ઉંચો રહ્યો હતો કે રખે કોઇ તેને મારી સાથ વાત કરતાં જુએ! એક દિવસે એક લગનની મીજલસમાં રાત્રે જમતી વેળા કેટલાક મિત્રો મારી આસપાસ ઉભા હતા તે જોઇ એક સુથાર જેવા પારસીએ પુછ્યું કે તેઓ અહિં શા માટે ઉભા છે, અને જવાબમાં મારા મિત્રોએ મશકેરીમાં કહ્યું કે "આ કાકા ગોસ-મછી નથી ખાતા તે જોવા ઉભા છે" (જોકે લગનનાં ખાનામાં ગોસ્ત હોતું નથી.) બસ થઇ ચુકયુ! જાણે શું એક નખોદ વળી ગયું હોય તેમ પેલા પારસી છેડાયા, અને બરાડ મારવા લાગ્યા કે, "અરે ધોતીયાં પેહેરો! મસાનમાં જાવો! આપણા રૂસ્તમ પેહેલવાન જેવાઓ ગોસ્ત ખાતાથા!" ઇત્યાદી બજારૂ શબ્દો જે કોમમાં જાએજ છે તેના બાણો જોઇ લેઓ. આખી મીજલસમાં ફેરતો! એક સ્ટીમરના પારસી કેપટન સાથ ઓળખાણ પડતાં, તેના જાણવામાં જ્યારે મારી હકીકત આવી ત્યારે એક બીફ (ગાયનુ ગોસ્ત ખાનાર) "સેલર બાવા" જેવા માણસની લાગણી કેવી ઉશ્કેરાતી હશે તેનો ખ્યાલ કરી લેઓ. આ પારસી તો "દાંતીયા પીસીને" એવા જોરથી બોલતા હતા કે, તેનું શરીર કાંપતું હતું. અને શબ્દો કેવા હતા? "ઓ તું

હમણાને હમણા મરી જાય તો, બચ્ચાજી, તુને મસાણુમાં લઇ જઇને બાળી આવું—તુને દખ્મામાં કદી નહિ નાખું!" ઇત્યાદી. આવા દેખાવો વારંવાર બનતા હતા; પણ હું કહેવાને દલગીર છું કે આવા શખ્સો, જેઓમાં કેટલાક મારા સગાઓ પણ હતા, તેઓ મને જલદી ગુજરી ગયલો જોવાની આશામાં પોતેજ, થોડા વખતમાં ગુજર પામ્યા હતા!

## "જરથોશ્તી" કે "અ-જરથોશ્તી"?

આતો ખાનગી બાબત હતી: પણ જે મિત્રોની વર્ષો સુધી મુફત સેવા બજાવેલી તે મિત્રો જ્યારે પોતાનાં જાહેર વર્તમાન પત્રમાં મારે માટે અંગત સવાલ ઉઠાવે, અને મને "વટલેલ" ઠરાવી કોમને પૂર્ણ ગંભીરતા સાથે ચેતવણી આપે, એ બનાવ આશ્ચર્યકારક છે. મી૦ માણેકજી બરજોરજીના "મુંબઇ સમાચાર"માં ખાસ મારે માટે સવાલ ઉઠાવવામાં આવ્યો કે હું જરથોસ્તી ગણાઉં કે નહિં! આ લખનારાઓ મોબેદ ટોળાના હોવાથી લગાર ધર્માંધ અને મતાંધપણું ધરાવતા હતા; અને પોતાના મતને ચીવટપણે વળગી સામાં માણસને, કેટલીકવાર વીના કારણે, રંજીદા કરતા હતા. તેમ ઉપલો સવાલ તેઓ વારેવાર ઉઠાવતા હતા, અને કોઇવાર બીજા થીયોસોફીસ્ટ પારસીઓને પણ સાથે સંડોવતા હતા. :મારી સાથે "દાતરડુ" નામે જે રમુજી પત્ર મી૦ માણેકજી કહાડતા હતા, તેનો લખનાર પણ ચોકસ કારણથી નોકરી છોડી જવાથી આ પત્ર પણ બંધ કરવું પડયું, અને "યજદાં પરસ્ત" પણ બંધ થયું. આથી આ "આપએખ્તીયાર-મીનોચેરહોમજી" કુટુમ્બને બહુ ખીજવાટ લાગ્યો હતો. તેથી તેઓ જ્યારે પણ તક મળતી ત્યારે પજવવાને માટે આર્ટીકલો લખી મને પુછાવતા હતા કે મેં તે વાંચી હતી કે?

## દસ્તુર જામાસ્પજી.

પણ હું જરથોસ્તી કે અ-જરથોસ્તી હતો, કે વટલેલ હતો, તેનું તોલ પારસી દુનિયાંને કરવાનુ હતું. એક દીવસ એક સંજોગ બનતાં દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆસા મારે ઘેર આવ્યા, ત્યારે મેં તેમને લગાર ખુશ મીજાજથી પુછ્યું કે, "દસ્તુરજી સાહેબ, 'મુંબઇ સમાચાર' મને વટલેલ ગણી ન્યાત બહાર મુકવાની કોમને ભલામણ કરે છે, માટે આપ સાહેબનો શો વિચાર?" દસ્તુરજીએ, પોતાની રીત મુજબ, બેઉ હાથો પોહોલા કરી, જવાબ દીધો, "અરે નશરવાનજી બા,

જો આખી પારસી કોમ તમારા જેવી વટલી જાય તો દાદાર હોરમજદના હજારો શુકરાનાં કરૂં !"

આ નેક દસ્તુર માટે મારે થોડા સખુનો અત્રે લખવાના છે. આ જમાનામાં તેઓ ખરેખર એક ઉદાર દીલના દસ્તુરને જેબ આપે એવા ખુલ્લાં અંતઃકરણના હતા. જોકે 'યજદાં પરસ્ત'ની સામે તેઓએ 'હખ મજદયસ્નાન' નામે અઠવાડીક પત્ર કહાડયું હતું તેના સંબંધમાં મારા પેલા મિત્રોનેજ લીધે એમની સાથેથી મને થોડો વખત દુર રહેવું પડયું હતું, તે છતાં બાકીનો વખત તેઓ મારી તરફ બહુ મરતબાથી વરતતા હતા, કારણ તેઓ કહેતા હતા કે, "નશરવાનજી બા, જો કોઇ દસ્તુર આવે તો તેને હું ઉઠીને માન ન આપું, કારણ હું પણ દસ્તુર છું; પણ ધર્મનું રક્ષણ કરવાની જે ફરજો અમારી હતી તે ધર્મ રક્ષક તરીકે તમો બેહેદીન થઇને બજાવો છો તેથી જો હું તમોને માન નહિં આપું તો બેકદર જણાઉં !" એમની સાથની વાતચીત ઉપરથી માલમ પડયું હતું કે એઓ એક ખરેખરા "થીયોસોફીસ્ટ" દસ્તુર હતા. પોતાના હમનર્બદને દુશમન નહિં ગણતાં તેને મિત્ર ગણી દરગુજર કરવાની અને તેને દુવા દેવાની અજાયબ શક્તિ ધરાવતા હતા. એક દીવસે આતવારે અમો વાત કરતા હતા, ત્યારે એમના દિકરા કેખશરૂ હાંફતા હાંફતા હાથમાં "રાસ્ત ગોફતાર" લઇને આવ્યા કે, "બાવાજી, બાવાજી, આ જોયું કે, કાબ્રાજીએ આપણને ગાળ દીધી!" દસ્તુરજીએ કહ્યું, "તેનું શું છે? જા, જા, ધઘેડા, એ તો એ લોકોનો ધંધોજ છે! આપણો ધંધો તો એ લોકોને દુવાજ દેવાનો છે!" ઇત્યાદી. તેઓ ઉદાર દીલના હોવાથી કદીમ ફારસી પુસ્તકો પણ જરથોશતી તરીકે ગણતા હતા, અને કાંઇ પણ મનનું સાંકડાપણું ન દેખાડતાં, વેજીટેર્યનીઝમ, પુનર્જન્મ, વગેરે બીનાઓ તરફ સંપૂર્ણ દીલસોજી ધરાવતા હતા; એટલુંજ નહિં પણ થીયોસોફીકલ સોસાયટીના મેમ્બર થવાને પોતાની ખાહેશ જણાવી હતી. પણ કોમમાં તેમનો દરજજો જોઇ એ વિચારથી હાથ ઉઠાવવા મેં તેમને સલાહ આપી હતી; કારણકે તે સમય જોતાં, જો તેઓ આ હીણાયલી મંડળીના મેમ્બર થાય તો તેમને કેટલું સહન કરવું પડે તે હું મારા પોતાના અનુભવથી કલ્પી શકતો હતો. એમના જેવો ઉદાર દીલનો, ખાલેસ અંતઃકરણનો, દરગુજર કરનારો, સહનશીલતાવાળો, સખી અને માન આપવા લાયક બીજો કોઇપણ દસ્તુર મેં જોગો નથી. એઓ પોતાની

કમાઇનો મોટો ભાગ ગરીબ મોબેદોને આપી દેતા હતા, અને પોતે ગરીબજ રહેવું પસંદ કરતા હતા. તેમના એવા ખવાસને લીધે તેઓએ જેમ બીજા તેમના ભાઇબંધોની અદેખાઇ ખેંચી લીધી હતી, તેમ કેટલાકોની ખફ્ગી પણ ખેંચી લાધી હતી, જેમાં કેટલાક "શેઠીયાઓ" પણ હતા!

## થીઓસોફીક સાહિત્ય અને સાધુઓની શોધમાં.

થીઓસોફીકલ સોસાયટીનું વડું મથક જે મુંબઇ હતું ત્યાંથી ખીસેડી તેને સને ૧૮૮૪માં મદ્રાસના અડયાર પરાંમાં લઇ જવામાં આવ્યું હતું; તેથી મુંબઇની ચલવલ ઓછી થઇ હતી. ખુદ મેમ્બરોની લાગણી એટલી મંદ પડી ગઇ હતી કે જનરલ સભાને દિવસે પણ માત્ર બારપંદર સભાસદો હાજર હતા. મી૦ તુકારામ તાત્યાજ ગોયા સોસાયટી હોય તેમ તેઓનું હોમીયોપેથીક દવાખાનું અને ઓફીસ જ્યાં જતાં ત્યાં થીઓસોફીકલ સોસાયટી પણ સાથે જતી. તે વેળા આ મંડળીના આગેવાનો તરફથી કાંઇ હમણાના જેટલું બોહોલું સાહિત્ય બહાર પડયું ન હતું. મેડમ બ્લેવાટસ્કીની "Isis Unveiled," મી૦ સીનેટની "Occult World," "Esoteric Buddhism," મીસીસ સીનેટની "The Purpose of Theosophy"નુ ચોપાન્યું, અને માસિક "થીયોસોફીસ્ટ" ચોપાન્યાંની ફાઇલો સિવાય તેમાં સુચવેલાં ઓર્યન્ટલ પુસ્તકો અને યોગને લગતાં લખાણો એ મુખ્ય "રવાનનો ખોરાક" હતો. દોરવવાને માટે કે રાહ બતાવવાને માટે કાંઇ સાધનો હતાં નહિં. જેમ જેની મરજીમાં આવે તેમ વાંચે. લખાણો કરે, ભાષણો કરે, અને મરજીમાં આવે તે માર્ગ લે. આથી અમો થોડાઓ જેઓમાં ઉત્સાહ આવ્યો તેઓ આત્મ જ્ઞાન, મિનોઇ જ્ઞાન, કે ગમે તે ઝરો, તેની શોધમાં એમથી તેમ ભટકવા લાગ્યા—અલબત ફુરસદને વખતે. પણ આ જ્ઞાન કાંઈ બજારમાં મળતું નથી. હિંદુ શાસ્ત્રો જોવાથી મને એમ લાગ્યું કે અવસ્તા સાહિત્ય ઉપર રોશની પાડવાને આ ઉમદા સાધન છે; કારણ ભાષાનું મળતાપણું; ફીલસુફીનુ મળતાપણું; ક્રિયાઓ અને રિવાજોનું મળતાપણું; એકજ મૂળમાંથી નીકળેલી બે શાખાઓ; વગેરે બાબતોથી મને એવી લાલચ થઇ કે સંસ્કૃત પંડીતો પાસે જેટલું જાણી શકાય એટલું જાણવું. પણ અહિં એક મુશ્કેલી નડીઃ હિંદુ પ્રજા "કોન્ઝરવેટીવ" હોવાથી આપણને પંડીતો

કાંઇ શીખવે નહિં. તેથી કેટલાક હિંદુ મેમ્બરોની ઉદાર વૃત્તિથી અને મદદથી કોઇવાર અમો કોઈ પંડીત, સાધુ કે યોગીની, બહુજ થોડા ખરચમાં, મદદ મેળવવાને શક્તિવાન થતા હતા. પણુ કેટલી મુશકેલી? એક વાર એક સાધુને ખાવાનો ખરચ અને પરચુટણુ ખરચ માટે થોડા રૂપીયા આપી લૉજમાં રાખ્યા. સાધુ ઉદાર હોવાથી શીખવે ખરા—પણુ બારણાં બંધ કરીને કે રખે કોઇ અમારા જેવા "મલેચ્છ" લોકોને પવિત્ર શાસ્ત્રનો અભ્યાસ કરાવે તે જોય! ઘણુા હિન્દુઓનો તે વેળા એ વિચાર હતો કે તેમના શાસ્ત્રનો અભ્યાસ કરવાને અમો અધિકારી નથી. તેથી સાધુ બાવા જ્યારે ખાવા જાય કે તે કુટુમ્બમાંથી કાન ભંભેરવામાં આવે એટલે કાંઇ બાહનુ કાઢી સમજાવવાના અખાડા કરે! જો કે આ વેળા "વિચાર સાગર"નો અભ્યાસ ચાલતો હતો, જે કાંઇ વેદો જેવું પવિત્ર ગણાતું ન હતું,—તોપણુ ખરેખર તે સમજવે બહુ કઠણુ હતું. આ રીતે અમો કેટલોક અનુમાન રૂપ અભ્યાસ કરતા હતા.

## હઠયોગી અને રાજયોગી.

પણુ એવા અભ્યાસને વેહેવારૂ રીતે અમલમાં કેમ મુકવો? આ વિચારથી વળી અમો થોડાકો યોગીઓની શોધમાં ભટકતા હતા! યોગ વિષે હું કાંઇ ઝાઝુ જાણુતો ન હતો, તેથી મી૦ રૂસ્તમજી મોબેદજીથી હું દોરવાતો હતો. અલબત, આ શોધખોળ અને અભ્યાસ સઘળુ છાપાખાનાંની નોકરી ઉપરાંત હતું. એકવાર અમોને એક હઠ યોગી મલ્યા. ધ્યાનમાં રાખવું કે આ પેલા રસ્તે ભટકતા સાધુ જેવા ન હતા, પણુ ખરેખરા હઠયોગી હતા. મી૦ રૂસ્તમજીનું કામ એ હતું કે પેહેલાં કોઇ યોગીની ખુબ તારીફ કરી મને કોઇ એવા પુરૂષનો ચેલો બનાવે, અને પોતે અલગાજ રહે. પછી મારાથી જાણી લે કે શી ક્રિયા, શું શિક્ષણુ, શી તરીકત વગેરે છે; અને પોતાનુ કામ થઇ રહે કે પછી તે યોગી મી૦ રૂસ્તમજીની નજરે નાના અથવા ખામીવાળા દેખાય! આ યોગી—નૃસિંહજી તેમનુ નામ હતું—તેઓથી "પ્રાણુાયમ" (એટલે દમને નિયમીત કરવાની ક્રિયા) શીખ્યો; આસાન (બેસવાની ઢપ) વગેરે શીખ્યો; પણુ, પણુ,—આગળ ચાલતાં 'નેતી ધોતી' વગેરેના પ્રયોગો તો એવા સખ્ત અને કમકમાટ ઉપજાવે તેવા હતા કે આપણે આ રસ્તો મોકુફ કીધો! પારસી સંસારને એ કાંઇ અનુકુળ આવે નહિ. વળી વધુ અભ્યાસ કરતાં માલમ

પડયું કે આ યોગ માત્ર શરીરીક હોવાથી તે ઉંચા ભુવન ઉપર લઇ જઇ શકતો નથી; તેમજ વળી એ યોગમાં ભાંગ, ગાંજો, ચરશ, ઇત્યાદી, વસ્તુઓનાં ઉપયોગની છુટ હોવાથી, તે મગજ તેમજ રવાનને નુકશાન કરે છે. આ રસ્તે ગયલા હિંદુઓ માટે કંઇ કહેવાનો મને અધિકાર નથી; પણ કેટલાક પારસી જુવાનોને પોતાની જીંદગી બરબાદ કરતાં જોયા છે. એક જુવાન મોબેદજાદો એવા સાધુઓ સાથે ફરતો હતો, તે ગાંજો વગેરે ફુકતો હતો—પરિણામ—દેવાનાશાળામાં તેનો અંત આવ્યો! એક બીજો પારસી જુવાન, એવીજ રીતે પોતાને પરબ્રહ્મની પદવીએ ચઢેલો માની—આપઘાતને શરણુ થયો! એક બીજા પારસી "લંગોટી" ઉપર રહેતા હતા, તેમની વર્તનુકથી તેમના ચેલાએજ પોતાના ઘરમાંથી તેમને હાંકી કાઢયા! ઇત્યાદી.

તે પછી સમાપતી સ્વામી નામે એક "મહાત્મા"ને મુંબઇમાં બોલાવવામાં આવ્યા. આ "મહાત્મા"ને સાતમે આસમાને ચઢાવ્યા! વર્તમાનપત્રોમાં મોટી જાહેરાત અપાઇ; તેમની કીર્તિનો ડંકો વાગ્યો; ફ્રામજી કાવસજી હૅાલ તેમનાં ભાષણોની હારમાલાથી ગાજી રહ્યો; તેમની ફીલસુફીનાં બે મોટાં પુસ્તકો ઇંગ્રેજી અને તેગીલ ભાષામાં પ્રગટ થયાં; "ધ્યાન કરવા" માટે ગોયા એક "કોલેજ." ખાસ લોકાંની બેઠકો તે માટે ઘડાઇ; ચેલાઓનાં ટોળાં વધ્યાં, જેમાં યુનીવર્સીટીના ગ્રેડયુએટસ અને અંડર ગ્રેડયુએટસ પણ હતા; કહે છે કે મહાત્માજી સમાધીમાં પણ જતા હતા. ઇત્યાદી, ઇત્યાદી. પણ તેમની ભાષા મને તો સમજવે બીકટ જણાઇ. આ સ્વામીજી એક "રજીસ્ટર" રાખતા હતા તેમાં ચેલાઓ વગેરેના નામો, જાત, ઉમર વગેરે લખતા, અને તે ચેલો છે કે નહિં તે માટે એક ખાનુ જુદુ રાખેલુ હતું. મારા નામ પાછળ મેં ચેલાનો કોલમ ખાલી રાખેલો હતો, તેમાં આ "ગુરૂજી"એ પોતેજ ચેલો કરીને લખી વાલ્યું, જો કે નોકરીની રોકાનને લીધે મને કોઇવારબી આ "કોલેજ"નો લાભ મળેલો નહિં. આખરે કેટલાક મહીનાની ચેલાઓની ઉત્સાહી ધરપકડી પછી, એક દીવસ મને ખબર મલી કે, સમાપથીને તો તેમના ખાસ ચેલાએજ કાંઇ "પરાક્રમ" કરતાં જોઇ, પોલીસને બોલાવવાની ધમકી આપી, પેલી "કોલેજ"માંથી હાંકી કાઢયા; અને એક દીવસ સખ્ત હુનાળાના તાપમાં મુંબઇનાં મેદાનમાં આવી પડયા, જયાંથી કોઇ ગ્રહસ્થે રેલ્વે ટીકીટ કરાવી આપી મદ્રાસ ખાતે તેમને વીદાય કીધા!

એવાં એવાં ફાંફાં માર્યા પછી, મારા સંસારને અનુકુળ પડે એવો જે માર્ગ માફક આવે તે લઇ, ધરમાંજ કાંઇ કોશીશ કરવા લાગ્યો. એમ કરતાં એકવાર રાત્રે એક ચમત્કાર બન્યો, (જેની વિગત બીજે ઠેકાણે જોવામાં આવશે.) આથી મારી ખાત્રી થઇ કે મહાત્માઓની શોધ કરવાને હરદ્વાર, હીમાલય, ધાવલગીરી, લ્હાસા કે ટીબેટની મુસાફરીનાં સંકટો વેઠવાની કશી જરૂર નથી. ધણાક એવા ભાઇઓ સાથની વાતચીત ઉપરથી મને જણાયું કે, પવિત્ર જીવન, પાક હેતુ, સ્વચ્છ અંતઃકરણ સાથ જન સેવા, જે પેગામ્બરની સેવા, ખુદાની સેવા છે, તે કાંઇપણ બદલાની આશા વગર, કર્યા જાઓ—અને મહાત્મા ગુરૂ તમારી સમક્ષ છે એમ ખચિત માનજો—તેના ખાકી શરીરની હાજરીની કાંઇ જરૂર નથી. આ હકીકત જેઓ એવી રીતે કાર્ય કરી રહ્યા છે તેમના અનુભવથી સિધ્ધ થાય છે.—(જુઓ એ વિષય ઉપર દાખલા-દલીલો સાથ લખેલુ મારૂ લખાણ-"મહાત્માઓની શોધમાં.")

## એક અમેરીકન "સેતાન"।

અમેરીકાના ન્યુ કેલીફોર્નીમાં "ન્યુ કેલીફોર્નીયન" નામે એક માસીક ચોપાન્યું નીકળતુ હતું, જે હું મંગાવતો હતો. તેના એડીટર મીસ ઍફ્ નામે એક કલેવેરોયન્ટ બાનુ હતાં. આ બાનુના એક મિત્ર મી. ચાર્લસ એફ્. પૅાવેલ એક દીવસ તેમની મુલાકાતે ગયા ત્યારે તે બાનુએ મી. પૅાવેલને જણાવ્યું કે, બે વર્ષ પછી તેને કોઇ નવઇ જેવા મુલકમાં મુસાફરી કરવી પડશે. વખત વહી જતાં મી. પૅાવેલ આ બીના ભુલી ગયા હતા. એક દિવસ પોતાનું વર્તમાન પત્ર વાંચતાં એક ખબર વાંચી કે કોઇ શ્રીમંત પોતાની Yacht (બોટ)માં દુનિયાની મુસાફરીએ નીકળનાર છે. આપણા મિત્રને પેલી મુસાફરીની વાત યાદ આવી, અને લાગલો પેલા શ્રીમંતને મળી તેની સાથે જવાની પોતાની ખાહેશ જણાવી. "મોટી ખુશી સાથ," શ્રીમંતે કહ્યું. "પણ" મી. પૅાવેલે જણાવ્યું કે, "હું તો વેજીટેર્યન છું તેનુ કેમ?" યાટના માલેકે જવાબ દીધો, "તેની કાંઇ ચીંતા નહીં, તમારે માટે જુદી ગોઠવણ થશે." ખાસ ગોઠવણ નકી થઇ. પણ સ્ટીમરની ઉપર જ્યારે મુસાફરી શરૂ થઇ ત્યારે તેનો કપતાન મી. પૅવેલ ઉપર બહુ બળતો હતો, કારણ કે તેને આ વેજીટેર્યનની રીતભાત પસંદ ન હતી. આ બોટ ફરતી ફરતી જેપાન અને

ચીનને માર્ગે રહી જ્યારે કોલંબો આવીને લાંગરી, ત્યારે સ્ટીમરના માલેકને કોઇ કામસર કલકતે જમીનને માર્ગે જવું પડયું, તેથી આ વાહનનો સઘળો એખ્તીયાર પેલા કપતાનનાં હાથમાં—એક ગવર્નરની સતા માફક—આવ્યો. આ તકનો લાભ લઇ પેલા કપતાને મી. પૉવેલને હુકમ કીધો કે, "આ મરઘી કાપ!" પોવેલ સાહેબે જવાબ દીધો કે, "મારો જાન જાય તેબી નહીં કાપું!" "ત્યારે તમોને આ યાટ છોડી જવી પડશે." "કહે તો આ પલમાં!" આ વાદવીવાદથી મી. પૉવેલ કોલંબોના બંદરે ઉતરી જમીન માર્ગે મુસાફરી કરતાં મુંબઇ આવી પોંહોચ્યા! અહીં એક હોટેલમાં ઉતર્યા; પણ જમવાની ટેબલનો વાસ અને હોટેલનું મેગ્નેટીઝમ આ પવિત્ર પુરૂષથી ખમાય એવું નહીં હોવાથી, તે બાપડા એક યુરોપીયન બાઇને ત્યાં પોતાના સરસામાન સાથ જઇ રહ્યા. પણ આ બાઇને જ્યારે માલમ પડયું કે આ અમેરીકન ગ્રહસ્થ માંસ-મછી વગેરે ખાતા નથી, ત્યારે, "અરે સેતાન, સેતાન," આમ કહી તેનો સામાન બહાર કાઢી નખાવ્યો! વેજીટેર્યન થવાની પીડા કાંઇ પારસી કોમની હદમાંજ સમાયલી નથી; પણ ક્રીશ્ચીયનોમાં પણ છે.

એક હજારો માઇલ દુર દેશાજથી આવેલો પુરૂષ તદન અજાણ્યાં શહેરમાં ક્યાં જાય! તેથી તેણે કોઇ રસ્તો લેવા એપોલો બંદર તરફ કુચી કીધી. રસ્તામાં કોઇ પારસી મલ્યા તેમને પુછ્યું કે અહીં કોઇ વેજીટેર્યન રહે છે? વાચનાર જાણશો તો ખરા કે તે વેળા થીયોસોફીસ્ટોનું નામ વેજીટેર્યન તરીકે અલખામણું હતું, તેથી પેલા પારસી ગ્રહસ્થે થીયોસોફીકલ સોસાયટીનુ મથક બતાવ્યું. અહીં કેહવાની જરૂર છે કે મી. પૉવેલ એક ચુસ્ત થીયોસોફીસ્ટ અને ફ્રીમેસન પણ હતા. સાંજે લૉજમાં કેટલાક મેમ્બરોની મુલાકાત થતાં પોતાનો હેવાલ કહેવાથી, તે બાનુઓએ મારી ઉપર એજન મોકલ્યું કે "ઓફીસમાંથી ઘર જતી વેળા લૉજમાં ફેરો મારતા જાય." કારણ હું કોટમાંજ રહેતો હોવાથી, જો કે બીજા મેમ્બરો શકતીવાન હતા તે છતાં, જ્યારે કોઇ પહરોણા આવે ત્યારે જમવાનુ મારે ત્યાંથી જતુ હતુ. મને મી. પૉવેલની હકીકતથી વાકેફ કરવામાં આવ્યો, અને મારા ઘરનો તદન સાદા ખેરાકનો વહીવટ જણાવવા છતાં, મી. પૉવેલે તે ખુશીથી કબુલ કીધું; અને પાછળથી તે તેમને પસંદ પણ પડયો. અલબત, આ કાંઇ પૈસા લઇ હોટેલ માફક ખવાડવાનો સોદો ન હતો; પણ એક ખુશીની ભેટ હતી. એવીજ સમજુતીથી, મારી ગરીબાઇ છતાં, આ રીતની ગોઠવણ થતી હતી.

દર સાંજે જ્યારે મેમ્બરો સાથે મળે ત્યારે યોગ, ગુપ્તવિદ્યા, મહાત્માઓ, દેશી રીવાજો વગેરેની વાતો ચાલે. એકવાર પારસી ભાઈઓએ કહ્યું કે અમારા લોકો દરરોજ સહવારે–સાંજે લોબાન ધુપાવે અને વાર તેહેવારે સુખડ બાલે તેથી વાતાવરણ સાફ થાય; તો પૉવેલ સાહેબ લાગલા બજારમાં જઈ ધુપદાન, લોબાન, સુખડ લાવી લૉજમાં બાળે; જે કાંઈ સારૂ લાગે તે તુરત કરવા માંડે. એકવાર હજરત આઝર કયવાનની વાત નીકળી તેમાં જણાવ્યું કે તે સાહેબ જવના દાણા ગણીને તે ખોરાક તરીકે લેતા હતા, તો પોવેલ સાહેબ લાગલા બજારમાં જઈ એક “સ્ટોવ” (ચુલો) ખરીદી લાવ્યા, અને ઘઉંની ખીર ખાવા માંડી, અને ભોજન માટે મને ના કહેવાડયું કે હવેથી ભોજન મોકલે નહીં! એટલામાં તો પ્રેસીડન્ટ કરનલ ઓલકટને ખબર પડવાથી પૉવેલ સાહેબને મદ્રાસ (અડયાર) બોલાવી લીધા; ત્યાં દક્ષીણ હીંદની શાખાઓના ઇન્સ્પેકટર નેમયા; જયાં પોતાની ફર્જ બજાવતાં રસ્તામાં મરડો થવાથી ગુજરી ગયા! તેઓ જયારે મદ્રાસ ગયા ત્યારે કેટલીક જેપાનની નવાઈ જેવી ચીજો મને ભેટ કરી ગયા હતા. તેઓ એકમાર્ગી હતા, ઘણુ બોલતા નહીં; થોડાજ શબ્દોમાં ભાષણ કરતા; સભામાં હંમેશાં એક ખુનામાં જઈ બેસતા; પણ જ્યારે બોલતા ત્યારે એવું અસરકારક બોલતા કે શ્રોતાજનોમાં ઉત્સાહનો આતશ પ્રગટ કરતા હતા.

## મીસ એન્ના બેલાર્ડ.

મી० પૉવેલથી જુદાજ ખવાસનાં આ એક અમેરીકન બાનુ હતાં. તેઓ મારી માફક અખોર જર્નલીસ્ટ હતાં. એમને મેડમ બ્લૅવાટસ્કી સાથ થીયોસોફીકલ સોસાયટીની સ્થાપના થઇ તે આગમચની (સને ૧૮૭૩ થી) ઓલખાણ હતી. આ મંડળી સ્થાપવાને મેડમ બ્લૅવાટસ્કીને તેમના મહાત્મા ગુરૂ તરફથી પેરીસમાં ફરમાન થયું કે તેવણે એકદમ અમેરીકાં જવું, ત્યારે ન્યુયોર્ક પોંહોચ્યા પછી તુરત પોતાની ફર્જની રૂએ, “ન્યુ યોર્ક સન”ના પ્રતિનિધિ તરીકે, મીસ બેલાર્ડે તેમની મુલાકાત લીધી હતી, અને તે પછી તેમની ઓળખ ચાલુ રહી હતી. મીસ બેલાર્ડ ન્યુયોર્ક પ્રેસ કલબનાં લાઇફ મેમ્બર હોવાનુ માન ધરાવતાં હતાં. આ બાનુ થોડા વખત (આશરે ૧૮૯૧–૯૨ માં) મુંબઇ બ્લૅવાટસ્કી લૉજમાં મારા “પહરોણા” દાખલ રહ્યાં હતાં; પણ તેમની રીતભાત તદન પશ્ચિમાત

હતી. તેમની સાથની વાતચીતમાં હું કેટલુક ક્રાશ્ચીયન ધર્મનુ બાહ્ય જ્ઞાન મેળવી શકયો, અને તેની યાદગારીમાં આ બાનુએ મુંબઇ છોડતી વેળા મને "ન્યુ ટેસ્ટામેન્ટ" (બાઇબલ)નુ એક પુસ્તક ભેટ આપ્યું હતુ. (જુઓ "Old Diary Leaves," 1st series, pp. 21–22.)

## એક બ્રાહ્મણીક કાવત્રું.

થીઓસોફીકલ સોસાયટી સામે મુખ્ય અટકાવ મુકનારાઓ ઘણું કરી ધર્મગુરૂઓ હતા, પછી તે બ્રાહ્મણ કહો, પાદરી કહો કે મોબેદ કહો; કારણ કે જયારે સર્વે ધર્મોનો અભ્યાસ છુટથી થવા લાગ્યો, અને સચાઇ બહાર પડવા લાગી, ત્યારે આ વર્ગની કેટલીક ઠગાઇઓ જાહેર થવા લાગી. વળી થીઓસોફી દરેક માણસને તેનો પોતાનો ધર્મગુરૂ થતાં શીખવે છે. તેથી પ્રમાણીકપણે નહિં, પણ કાવત્રાં અને દગા ફટકાથી આ મંડલીની સામે કામ લેવામાં આવતું હતું. એવાં કાવત્રાં ઘણાં થયાં, તેમાનું એક જે મારી જાણમાં આવ્યું છે તે અત્રે રજુ કરવાની રજા લઉં છું. મદ્રાસના "હેડ કવાર્ટર્સ" (વડા મથક) માં એક બ્રાહ્મણ હતો—હું ભુલતો ન હોઉં તો તેનું નામ ટી. વી. ચાર્લુ હતું, તેણે મુંબઇની બ્લેવાટસ્કી લૉજના તે વેળાના સેક્રેટરીને જયારે અત્યંત ઉત્સાહી અને ફીદા થયલો જોયો, ત્યારે તેને અડયાર (મદ્રાસ) બોલાવ્યો, અને કેટલાક ખાનગી પત્રોના અહીં તહીંથી એકઠા કીધેલા ટુકડાઓ બતાવી તેનું મન ભંભેર્યું કે મેડમ બ્લૅવાટસ્કી એક "હંબગ" છે, ઇત્યાદી. મી. મનચેરશા મેહેરવાનજી શરાફ (સેક્રેટરી) મારફતે મુંબઇની લૉજ, જે તે વખતે બહુ આબાદ હાલતમાં હતી, તે જો ભાંગે તો હિંદમાં આ મંડળીને મોટો ધોકો પોંહોચે એમ કદાચ ચાર્લુનો હેતુ હોય. તેથી મનચેરશા શરાફે લૉજના એક ઓરડામાં એક પછી એક મેમ્બરોને બોલાવી તેમના કાનમાં ઝેર રેડવા માંડયુ. પછી મારી વારી આવી. મારી આગળ મેડમ બ્લૅવાટસ્કાની જુની જાહેર થયલી ખોટી બદગોઇ કરવા માંડી. મેં જવાબ દીધો; "ભલે, તકરારને ખાતર કબુલ કરીયે કે, મેડમ બ્લૅવાટસ્કી સૌથી શીહા ઓરત છે—અને આપણ સર્વે કયાં ડાઘ વગરના છિયે?—પણ તેણીના શિક્ષણ સામે કાંઇ વાંધો હોય તો કહો, આપણે લખીને પુછાવીએ." જરૂર કરીને જયારે પેગામ્બર જેવા તદન ડાઘ વગરનાં માણસો સામે જુઠી બદનામીઓ મુકાઇ છે તો મેડમ બ્લૅવાટસ્કી શા માટે બાત રહી જાય! પણ આપણને કાસદની પીઠપર

કેટલાં થીંગડાં છે તે જોવાનાં નથી—તે પેગામ શો લાવ્યો છે તે જોવાનો છે..જેઓ મારા જેવો વિચાર ધરાવતા હતા તે બચ્યા, પણ જેઓએ શરાફની બદગોઇ ઉપર ધ્યાન આપ્યું તેઓ આશરે આઠ—દસ સભાસદો મંડળી છોડી ગયા.

જાહેરમાં છાપા છાપી ચાલી—પણ સોસાયટીનાં વૃક્ષનાં થોડાંક "સુકાં પાદડાં" ખરી પડયા સિવાય તે વૃક્ષનો વધ્યુંજ ગયું— અને મી૦ મનચેરશા કાંઇ સંસારી ખટપટને આધીન થઇ, મગજ સમતોલ નહિં રહેવાથી પુને જઇ આપઘાત કરી ગુજર પામ્યા ! તેનાં રૂહને શાન્તિ હોજો !

આ બાબત માટે જયારે મેં સોસાયટીના પ્રમુખ સ્થાપક કરનલ ઑાલકટ ઉપર પત્ર લખી પુછાવ્યું કે તમો હેડ કવાર્ટર્સમાં "સાપ પાલો છો કે ?" ત્યારે આ ભોલા અને ભલા કર્નલે જવાબ લખ્યો કે, "હા, ભાઇ, એમ છે ખરૂં. મારા ઉપર તે વિષે ફર્યાદો આવી છે, પણ મને સાબીતી જોઇયે છે તેની રાહ જોઉં છું." આ પછી થોડાજ વખતમાં આ બાબત એકઝીકયુટીવ કાઉન્સીલમાં આવી. અને તે બ્રાહ્મણને સોસાયટીમાંથી બરતરફ ( Expel ) કરવામાં આવ્યો.

### પાંચમો વેદ કર્તા.

આ એક દંભી માણસ હતો, નાટકય જીંદગીની એક પેદાએશ આઠેક વર્ષના એક છોકરાને લઇને અમારી લોજમાં પેધો પડયો. મંગળદાસ તેનું નામ હતું. તે બગલમાં એક બંડલ લઇ ફરતો હતો અને કહેતો હતો કે તેણે "પાંચમો વેદ" લખ્યો છે તે પ્રગટ કરવાનો છે; માત્ર ચણા ઉપર તે જીવે છે; સુર્ય સામે કલાકો સુધી નજર ટેકી ધ્યાન કરે છે, ઇત્યાદી. પણ પેલો "વેદ" જયારે જોવા માંગીયે ત્યારે તરેહવાર બાહનાં કાઢી લપસી જાય ! તેનું કામ મેમ્બરોને નીચવવાનું હતું તેમ કરતાં તે મારા ઘરમાં પણ પેધો પડયો અને તક મળતાં ખાવાને કાંઇ નથી એવું સમજાવી અવરનવર કાંઇ ભતરાવી જતો હતો. વળી પોતાને મુલક જવાનો છે તે પેસેજ જોઇયે છે વગેરે બાહાને કોઇ વાર ટ્રેનનો ખરચ લઇ ખરચી ખાઇ, બાહના કહાડી, પડી રહે. બીજા મેમ્બરોને પણ ઠગી પૈસા લઇ જાય. આખરે તેની ઠગાઇ જણાઇ આવી, અને જયારે પોલીસના હાથમાં આપવાની ધમકી આપી ત્યારેજ તે લોજ અને મેમ્બરોનો પીછો છોડી ગયો !

## "થીઓસોફીક ગ્લીનર."

સને ૧૮૯૧ માં લૅફ્ટનન્ટ સી૦ એલ૦ પીકૉક અને લૅફ્ટનન્ટ ડબલ્યુ૦ બીલ બે લશ્કરી અમલદારો જેઓ થીઓસોફીસ્ટ હતા, તેઓ મુંબઇમાં આવી ચઢયા, "બ્લૅવેટસ્કી લૅાજ" ની મુલાકાતથી તેઓ નારાજ થયા, કારણ કે ટેમેરીન્ડ લેનવાળું મકાન અંધારૂં હતું અને એક લૅાજ માટે ખેંચાણકારક ન હતું. તેથી લાગલા તેઓ નવું મકાન શોધવા નીકળ્યા; ચર્ચગેટ સ્ટ્રીટમાં લૅાજને ખસેડી; અને મેમ્બરોમાં એકદમ ઉત્સાહ વધારી દીધો. યુરોપીયન "ઑર્ગનાઇઝેશન" ચાલુ કીધી, અને મુંબઇના નામ પ્રમાણે તેમને એક થીઓસોફીકલ માસિક ચોપાન્યાંની જરૂર જણાઇ. "Pauses" નામે ચોપાન્યું તે વર્ષના સપ્ટેમ્બરથી બહાર પાડવા માંડયું. મી. તુકારામ તાતીયાને આથી લગાર ઝંખવાનું લાગ્યું, અને કહેવા લાગ્યા કે આતો સઘળા "સમર બર્ડસ" જેવા છે, આજે આવે ને કાલે ચાલ્યા જાય, અને ખરચ વધે તે કોણ આપશે. એમ હતું ખરૂં; પણ આ "સમર બર્ડસ" અમારે માથે થોડો જોખમ વધારી અમોને ઉલટ આપી, કાંઇ ધડો શીખાડી ચાલી જતાં હતાં. તો પણ અમો સમજતા હતા કે "અશો સાહેબોનું કામ છે એટલે તે કદી અટકવાનું નથી." ખરેખર, થોડા વખતમાં બેઉ અમલદારોની બદલી થવાથી ચાલી ગયા; અને સઘળી જવાબદારી અમારે માથે આવી પડી. "પૅાઝીસ" બીજા ભાઇઓએ ચલાવવા માંડયું પણ અનુભવ નહિં હોવાથી થોડાજ વખતમાં આ કામ મને સોંપવામાં આવ્યું. મી. તુકારામે અધિકાર સમજયા વગર આ ચોપાન્યાંને કાંઇ વેપારી રીપોર્ટ સમજી પોતાનું હથીયાર બનાવવાની કોશેશ કીધી; અને રાજીનામુ આપી તે છોડી દેવું પડયું, મારે બદલે, એક માત્ર ઉતારા છાપી પ્રગટ કરવાના ચોપાન્યાં ઉપર, બબે ત્રણ ત્રણ સામટા અધિપતીઓ નેમાયા, અને છેવટે પાછી જુંસરી "બીલીમોરીયા" ભાઇ ઉપરજ આવી પડી! ચોપાન્યાનું નામ બરોબર નહિં હોવાથી બેજ વરસમાં "થીઓસોફીક ગ્લીનર" રાખવામાં આવ્યું, અને આ કામ બાર કે તેર વર્ષ ચલાવ્યા પછી, સને ૧૯૦૫ ના આગસ્ટમાં મેં એનો સંબંધ છોડયો.*

---

* See *The Theosophic Gleaner*, August 1905, "A Parting Word."

મી. બહમન પેસ્તનજી વાડીયાએ તે મારા હાથમાંથી લીધું; ફરીથી તેનું નામ ફેરવી "ન્યુ ચૅાટ" રાખ્યું અને એક કે બે વર્ષ ચલાવી તેને મારી નાખી તેઓ અડયાર વડાં મથક ખાતે વધારે બેહેતર સેવામાં રોકાયા.

## રાહનુમાએ-માજદયસ્નાન મંડળી.

આ મંડળીનો હેતુ પાક હતો; પણ દીલગીરી એટલીજ છે કે તેના આગેવાનોએ હિંદમાં જે આત્મજ્ઞાનનો અખુટ ખજાણો છે તેની કિમ્મત નહિં પીછાનવાને લીધે તેઓએ ક્રીશ્ચીયન પ્રોટેસ્ટંટ ધર્મ અને ખાસ કરી જડવાદની નકલ કરવા માંડી હતી. જો જરથોસ્તી ધર્મમાં કદાચ એક બારગી સુધારાની જગ્યા જણાય તો તે માટે વાસ્તવીક રીતે જોતાં તો આ એર્યન ધર્મની બેહેન વેદીક ધર્મજ મદદ આપી શકે; જરથોસ્તી અવ્વલ ધર્મનું બંધારણ જોતાં તો બેશક તેજ તેને અનુકુળ પડે; પણ સેમેટીક વિચારો, જરથોસ્તી કોમની અંતર્ખાસીયત જોતાં, વિરોધી (inconsistent) થઇ પડે, એ દેખીતું છે. જરથોસ્તી ધર્મ ઉપર જો કોઇ પણ બીજી વિદ્યા અથવા ફીલસુફી રોશની નાખી શકે તો તે વેદીક ધર્મ છે; કારણ બેઉની ભાષા, ભેદી લખાણો, ચિન્હો, ક્રિયાઓ, રીવાજો, વગેરે એવી રીતે મળતાં આવે છે કે ગોયા આ બે ધર્મો કોઇ મૂળ ધર્મની બે શાખા હોય તેમ જણાય છે, અને ખરૂં જોતાં છે પણ તેમજ. દાખલા તરીકે, અવસ્તા અને વેદમાં જયારે "અમર્ગી"નું સિધ્ધાંત મળે છે; ત્યારે સેમેટીક ધર્મમાં "કયામત"નું સિધ્ધાંત મળે છે, જે કદાચ ચોકસ તબકકે જરૂરતું હોય, પણ જયારે તેમાં "મુવેલાંનાં હાડકાં" ને પણ સજીવન કરવાની હકીકત આવે છે, જે સેમેટીક પ્રજાની સાથ ભેલાવા પછી પેહેલવી પુસ્તકોમાં દાખલ થઇ છે ત્યારે તે ગાથાનાં અમર્ગીના સિધ્ધાંત સાથ પ્રસંગોપાત હોતી ન જોઇએ. વળી રાહનુમાં મંડળીના આગેવાનો, જેઓમાં મી૰ ખુરશેદજી રૂસ્તમજી કામા, એરવદ શેહરીયારજી દાદાભાઇ ભરૂચા, એરવદ જીવણજી જમશેદજી મોદી, જેવા ચુનંદા અવસ્તા અભ્યાસીઓ હોવા છતાં, તેઓએ માત્ર પશ્ચિમની નકલ કરવાનું કામ હાથ ધરેલું હોવાથી, કેટલીક મિનોઇ બાબતો અને હસ્તીઓની માન્યતાને "વેહેમ" ઠરાવી હતી. મારે કબુલ કરવું જોઇયે કે હું કાંઇ અવસ્તા ભાષાનો અભ્યાસી નથી, કે નથી કોઇ યુનીવર્સીટીની ઉંચી કેળવણીની ડીગ્રી ધરાવવાનો દાવો કરતો; નથી કોઇ બાગવગ કે

બીજી લાયકાત, તે છતાં મારી ગુંજાસ મુજબ આ મંડળીના શિક્ષણ સામે મને વારેવાર કલમબાજીમાં ઉતરવું પડતું હતું. દાખલા તરીકે;– મુકતાદના તેહેવારો ઉપર મૂર્તિપૂજાનું રૂપ આપવાનો રિવાજ, બાજરોજગાર ઉપર મીઠાઇમેવાનો લખલુટ ખરચ, કાલીચૌદસના કાલીયા, ધુનવાના ધતીંગ, ઇત્યાદી વેહેમો સામેની આ મંડળીની લડત આપણી સંપૂર્ણ દીલસોજને અને મદદને પાત્ર હતી; પણ તેઓએ જયારે એવા ફતવા આપવા માંડયા કે આપણો ધર્મ તો એક-ઇશ્વરવાદ હોવાથી અમશાસ્પંદો અને યજદો જેવી હસ્તી હોય નહિં; બંદગી તો ગુજરાતીમાં કરવી જોઇયે; આતશની આરાધના તો જરથોસ્તી તરીકો નથી, ઇત્યાદી. ત્યારે જરથોસ્તી ધર્મનો પાયોજ ઘેસવી નાખવા જેવું થયું !

આ તેમની ઝાહેલીયત સામે દસ્તુરો લાઇલાજ હતા; શીખેલા એરવદો અને અવસ્તા ભાષાના અભ્યાસીઓ જડવાદના એકજ ઓવારે પાણી પીતા હતા; અને અસલી વિચારના "ઑર્થોડૉક્ષ" પારસીઓ વમાસણમાં પડયા હતા. રાહનુમા મંડળીની મજકુર જીકર સામે સને ૧૮૮૮–૯૦ માં "**જામે જમશેદ**" માં, મારી અલ્પ શક્તિ મુજબ *** (ત્રણ સ્ટારની નિશાણી) અને બીજા તખલ્લુસ ઉપર મેં લખાણો કીધાં. (જુઓ "કયસરે હિન્દ," તા૰ ૧૩ મી મે ૧૮૮૮; "જામે જમશેદ" તા૰ ૭મી મે ૧૮૮૯, અને તે પછીના અંકો; તા૰ ૨૭ મી જુન, તા૰ ૪ થી જુલાઇ, તા૰ ૯ મી ઓગસ્ટ ૧૮૮૯; તા૰ ૮ મી એપ્રેલ, તા૰ ૧૪ મી જુન ૧૮૯૦, ઇત્યાદી.) આ વખત પછી આ મંડળીનું બળ નબળુ પડતું ગયું, અને ગુજરાતી બંદગીની બાબતમાં તો ખુદ એ મંડળીના કેટલાક સભાસદોએજ પ્રોટેસ્ટ ઉઠાવ્યો, જેઓને મંડળીના આગેવાનોએ ઉડાવનારો જવાબ આપ્યો; પણ તે છતાં પરિણામ શું આવ્યું છે તે આપણે જાણીયે છિયે:—અમશાસ્પંદો અને યજદોની યાદ જરથોસ્તી જીગરોમાંથી ભુસાઇ ગઇ નથી; અવસ્તાની માથ્રમિક ભાષાના ભણતરો બંધ પડયાં નથી; આતશકદેહોની સંખ્યા વધી છે; અને થીયોસોફીની બરકતથી એકવાર કેટલીક ભુલી જવાયલી ધાર્મીક હકીકતો સજીવન થઇ છે! એટલુંજ નહિ; બલકે નવી રોશની બહાર આવી છે. થીયોસોફીકલ સોસાયટીની મુંબઇની લોજમાં આ અરસામાં ગાથાનો એક કલાસ ચાલતો હતો, જેમાં કેટલીકવાર મી૰ ખરશેદજી રૂસ્તમજી કામા, એરવદ જીવણજી જમશેદજી મોદી વગેરે

કેટલાક અવસ્તા અભ્યાસીઓ પણ સામેલ થયા હતા. જ્યારે સરોષ, આર્મઈતી અને અમશાસ્પંદોના નામ આવતાં હતાં, ત્યારે તેમની હસ્તી વિષે તકરાર ઉઠતી હતી. એકવાર એક ખુણામાંથી મેં પ્રોફેસર હક્ષલીનો હવાલો આપ્યો કે તે તો એવી હૈયાતીઓમાં માને છે, અને આ "અવસ્તા અભ્યાસીઓ" ઉપર ચમત્કારીક અસર થઇ! બીજી જ તક મળતાં મી૦ ખરશેદજી કામાએ એકરાર કીધો કે અમશાસ્પંદો પણ છે અને યજદો પણ ઘણા છે. (જુઓ "ખરશેદજી રૂસ્તમજી કામાજીનો એકરાર," ચેરાગ, પુ. ૨ જું, અંક ૭ મો, પૃ. ૨૨૨, સને ૧૯૦૧.)

## બે તકરારી વિષયો.

સને ૧૯૦૪માં મી૦ રતનજી કેરશારપજી દાદાચાનજી નામના એક વકીલે, પોતાના ભાઇ ફ્રેદુન કેરશારપજી દાદાચાનજી થીઓસોફીકલ સોસાયટીમાં દાખલ થવાથી, આ મંડળી સામે, તેના સ્થાપનારાં સામે, અને તેના પારસી મેમ્બરો સામે, "પારસી" નામના એક અઠવાડીક પત્રમાં, એક સચાઇથી વેગળુ લખાણુ લગભગ સવા વર્ષ ચાલુ રાખ્યું હતું; અને તે પત્રના અધિપતિએ આટલો લાંબો વખત સુધી તેનો જવાબ આપવા સામે તે પત્રનો દરવાજો બંધ રાખવાથી, ચેરાગમાં તેનો બચાવ કરી તેનુ એક ૮૦ સફાનુ જુદુ ચોપાન્યુ સને ૧૯૦૯માં "A Quixotic Crusade" નામે પ્રગટ કીધુ હતું.

વળી સને ૧૯૧૦ને આશરે એરવદ માણેકજી નશરવાનજી ધાલાએ "જરથોસ્તી ધર્મ હાલ કેમ પલાય છે" એ વિષે એક રેસાલો લખ્યો હતો, જેમાં જડવાદી ધોરણથી ધર્મ પાલવાની તપાસ લેવામાં આવી હતી. આ વિષયની એક તપાસ તે વેળા "સાંજ વર્તમાન"માં "આતશ"ના તખલ્લુસ નીચે લઇ તેનુ એક જુદુ ચોપાન્યું પ્રગટ કરવામાં આવ્યુ હતું.

આ બે ચોપાન્યાં જોકે તકરારી છે, તોપણ વાંચનારને તેમાંથી ધર્મની ફીલસુફી વગેરે સંબંધમાં ઘણુ જાણવાનુ મળશે.

## "સુધારો" કે કુધારો.

કોઇ પણ સુધારા કે નીતિ શાસ્ત્રનો પાયો આત્મા ઉપર રચાવો જોઇયે કે જે આપણુને ખુદા તરફ દોરવે. ક્રાઇસ્ટ સાહેબનાં આત્મીક શિક્ષણ ઉપર લક્ષ ન આપીને, પશ્ચિમ તરફના દેશોની પ્રજાઓએ ખાકી

મોટાઇની હરીફાઇમાં બાકી સુધારાઓ કરવા માંડયા, અને તેમની નીતિનુ ધોરણ પણ જડવાદ ઉપર રચાયું. સદીઓની આ વલાણનું પરિણામ એ આવ્યું કે એક જગ લડાઇ ઉભરી નીકળી; યુરોપની સઘળી પ્રજાઓ પાયામાલ થઇ ગઇ; કહેવાતો "સુધારો" લગભગ તમામ સાફ થઇ ગયો; અને જે ખરાબી થઇ તે અવર્ણવીય હતી. રાજદ્વારી, સંસારી કે નૈતીક સુધારા નવેસરથી રચાવા માંડયા છે; અને પ્રજાઓના આગેવાનોની નજર હવે લગાર આત્મા તરફ ફરતી થઇ છે.

ક્રીશ્ચિયન ઓગણીસમી સદીનો પારસી સુધારો કોઇ દસ્તુરે, કોઇ ફીલસુફે, કોઇ વિદ્વાને, કોઇ કવિએ કે કોઇ પુરાતન મહજબના અભ્યાસીએ પારસી ટોળાની અંતર–ખાસિયતો, જાતી સ્વભાવ કે આચાર વિચારનુ તોલ કરીને નકી કીધો ન હતો; પણ તે માત્ર થોડાક અમલ ઉપર આવેલા પારસીઓએ ફકત, પશ્ચિમના યુરોપીયન જડવાદી સુધારાની કીધેલાં નકલ હતી, જે આ નાની કોમને બદબખ્તી તરફ દોરવતી હતી. તેવા સમયમાં "મનસુખ" ( મી૦ મનચેરજી કાવસજી ) એક ચેતવણીનો ઝુંડો લઇ મેદાન પડયા; પણ તેમની લડત માત્ર એકજ હથીયાર સાથ હતી, જે "ફીદાગીરી" હતી· પણ અહીં જે હથીયારનું કામ હતું તે, જમાના પ્રમાણે "જ્ઞાન"નું હતું. ઘણાક વર્ષો સુધી જીક્ર ચાલી; સુધારાના સરદાર મી૦ કેખુશરૂ નવરોજી કાબ્રાજી અને "મનસુખ" વચ્ચે કલમની ઝપાઝપીજ માત્ર નહિં, પણ કોર્ટ દરબારના કેસો થયા; અને પારસી પ્રજામાં બદબખ્તીનાં બી વવાઇ તેના ફણગા ફુટવા માંડયા હતા, જે સુધારાના સાથીઓની નજરે અભિમાનની ધુંધમાં દેખાતા ન હતા. તેમના મનથી સઘળુ ઠીક હતું; સુધારો ફેલાતો જાય છે; અને તેથી તેઓ મલકાતા હતા.

આ સમયે "પારસીઓમાં નીતિનું ધોરણ" એ વિષય ઉપર મેં એક રેસાલો લખ્યો; અને "સ્ત્રી કેળવણી" ઉપર એક રેસાલો મારા મુરબી-મિત્ર મી૦ મનચેરજી પેસ્તનજી ખરેગાટે—હું ભુલતો ન હોઉ તો, "બંદે ખોદા"ના તખલ્લુસ ઉપર—લખ્યો હતો. આ બે લખાણો "રાસ્ત ગોફ્તાર"ના અધિપતિ મી. કેખશરૂ કાબ્રાજીની તપાસ અર્થે જઇ પડયાં; અને વકી રાખવા મુજબ જો કે તે બેઉને તુચ્છકારી કહાડવામાં આવ્યાં; પણ તે પછી થોડાજ દીવસમાં જે ચમત્કાર થયો તે સને ૧૮૯૨–૯૩ ના "રાસ્ત ગોફ્તાર" ની ફાઇલો રજુ કરે છે. મી. કેખશરૂની નજર ઉઘડી.

"પારસી નીતિનો સવાલ" લગભગ એક વર્ષ સુધી દર અઠવાડીયે આ પત્રનું જાથુકનું મથાળુ થઇ પડયુ; તેમાં "પારસીઓમાં નીતિનુ ધોરણ" વાલા ચોપાન્યાંમાં અને મી. મનચેરજી ખરેગાટવાલાં ચોપાન્યાંમાં આવેલી બાબતોને એક પછી એક હાથ ધરી એવી રીતનો એકરાર કરવામાં આવ્યો કે, સઘળી તરફથી પુછપરછ થતી હતી કે "રાસ્ત ગોફતાર"માં આ ફેરફાર એકદમ કેમ થઇ ગયો! પણ હવે અસુરૂ થઇ ગયું હતું. બદબખ્તીના દરખ્તે એવી મજબુત જડ ઘાલી હતી કે તે ઉખેડવાને કે કાંઇ ઉપાય કરવાને સેંકડો મી. કાબ્રાજી લાઇલાજ હતા. જે બનવાનું હતું તે બની ચુકયું હતું. આ પછી મી. કાબ્રાજીનુ બીજુ જાણુવા જોગ મથાળું તે "બેહેંકેલુ વાજુ" હતું. તે અને તે પછીના છેલ્લા દિવસોનાં મી. કેખુશરૂના લખાણો ગોયા "પતેત પશેમાની" જેવાં છે. તોપણ મારે ઇનસાફને ખાતર આટલું જણાવવું જોઇયે કે મી. કેખુશરૂ અને તેમના ગોઠીયાઓનો હેતુ પાક હતો. તેઓ કોમનુ હિત હૈડે ધરાવતા હતા; તેઓ સમયાનુસાર કાંઇ સુધારો, કાંઇ ફેરફાર કરવાની જરૂર જોતા હતા; પણ માઠાં ભાયેગે તેઓ કુદરતની **સચાઇ** કયાં છે તે જોઇ શકયા ન હતા.

## સંસારી મુશકેલીમાં વધારો.

ઓગણીસમી સદીની આખેરીએ મુંબઇમાં "પ્લેગ" ચાલ્યો, જેથી મારી ફેમીલીને બીલીમોરે મોકલાવી દીધી. હું અને મારાં ગરીબ માએ મુંબઇમાંજ રહ્યાં: હું એટલા માટે કે ઓફીસમાંથી રજા લઉં તો નોકરી જાય; અને મારા માએ એટલા માટે કે તેઓ મને છોડવા માંગતાં ન હતાં. પણ પ્રારબ્ધે છોડવ્યાં! તેઓ એક અઠવાડીયાંની માંદગી ભોગવી ગુજર પામ્યાં! [ રોશન બેહસ્ત તેમનાં રૂહને! ] આટલો વખત ઘરના કારોબાર વિષે હું કશું જાણુતો ન હતો, કારણ મારો સઘળો વખત પ્રેસની નોકરીમાં, અભ્યાસમાં કે લખવામાં જતો હતો. તેથી ગમે તેવી બીના મારા કાનપર ન આવે તેની આ બુઝોર્ગ ફરેસ્તાઇ માતા સંભાળ રાખતાં હતાં. સચકાર થવા સાથ ક્રિયા કરાવવા માટે હું બીલીમોરે ગયો, કારણ મુંબઇમાંથી તમામ લોકો નાહસી ગયાં હતાં. બીલીમોરે ઉઠમણાની ક્રિયામાં મોબેદો અગીયારીમાંથી કુસ્તી કરી ભણુતા ભણુતા આવતા હતા, તેમને મેં કહેવાડયું કે ઘર આગળ ચોખુ પાણી ભરાવીશું, અહીં આવી કુસ્તી કરજો, કારણ રસ્તામાની નજીસાત સાથ ભણેલુ મને ઠીક લાગુ નહીં. મારાં આ "પાપ" માટે બીલીમોરેના મોબેદોએ

મને એ સજા કીધી કે પાછલી રાતનાં ઉઠમણામાં ઘરના પંથકી સીવાય એક પણ મોઍદ નહીં! એક પહરેણો મોબેદ, એક પંથકીના બાઇ અને એક આઠ-દશ વરશના "મોબેદ" મળી પાછલી રાતનુ ઉઠમણુ કીધું! થોડી વારમાં "ટાઇમ્સ" પ્રેસમાંથી ફરમાન આવ્યું કે હાજર નહિં થશો તો નોકરી જશે! તેથી થોડા દીવસમાં ઘરની ગોઠવણ કરી પાછો મુંબઇ આવ્યો. "પ્લેગ" નરમ પડયો, ફેમીલી મુંબઇ આવી, અને હવે સંસારના હથોડા ખમવા તૈયાર થાઓ!

વડા છોકરા અરદેશરે પોતેજ પોતાની ધણીયાની શોધી કાઢી હતી. તેથી સાથે સાથે એક અઠવાડીયાંમાં નાદરશાની ધણીયાની પણ શોધી કાઢી, બેઉ દીકરાંઓના "માથાં ધોઇ નાખ્યાં."

લગ્ન આગમચ બે મિત્રો લોજમાં આવી મલ્યા, અને જાણવા માગ્યું કે હું શું ખવાડીશ. તેઓ માત્ર મને પજવવા આવ્યા હતા. મેં કાંઇ જવાબ આપી બંધાઇ જવા દરસ્ત ધાર્યું નહિં. આખરે તેઓ કબુલ થયા કે "અમો તો તમોને કસી જોવા આવ્યા હતા, પણ તમો તો થંડાં પાણીનુ માંટલુ છો!" ખાનાંમાં, માછલી, ઈંડાં, દારૂ વગેરે કશું હતું નહિં. તેથી કેટલાકો વેહેવાઇની તરફ જઇ દારૂ પી આવ્યા; કેટલાકો ગાળો દઇ ગયા; કેટલાકોએ વર્તમાન પત્રમાં ફજેતી કરવાની કોશેશ કીધી, ઇત્યાદી. અત્રે ભવિષ્યમાં ગરીબોને ફાયદો થાય એવા હેતુથી જણાવવાની જરૂર જોઉં છું કે, મારે ઘરના લગનમાં જ્યારે "ડેકોરેશન" બતી વગેરે મલી એક "પાત્રા" દીઠ ૧૪ આનાનો ખરચ આવ્યો હતો, ત્યારે તેજ અઠવાડીયાંમાં એક મિત્રના લગ્નમાં એક પાત્રાં દીઠ રૂ. ૨॥) નો ખરચ આવ્યો હતો.

અરદેશર એક મહીનામાં જુદા રહ્યા. આ વખતે મને કરજ થયું હતું તે નાદરશાને નોકરી રાખી થોડા થોડા રૂપીયા બચાવી કરજમાં ભરતા ગયાં. પણ મને અરદેશર માટે ઇન્સાફને ખાતર કહેવું જોઇએ કે, જોકે તેના તરફથી મને રોકડ રકમની મદદ કાંઇ પણ મળતી હતી નહિં, તે છતાં, મારા છેત્રટના દિવસો ઉપર તેની દીલસોજી મને એક આશીર્વાદ સમાન હતી. જો ચેરાગનો બોજો મારી ઉપરથી એ દિકરાએ ઉપાડી લીધો ન હોત તો તેને બંધ કરવું પડયું હોત; તેમજ સંસારમાં જ્યારે સઘળાં સગાસ્નેહીઓ અને કુટુમ્બનાં માણુસો તજી ગયાં હતાં ત્યારે આ દિકરાએ મને દીલસોજીના "દારૂ"થી રીજવ્યો હતો. પણ આ વખત

પછી મને ઘર સંસારની બાબતમાં કરાર ન હતો કે જંપીને બેસવાનુ ન હતું. માત્ર ખાનગી બાબત હોવાથી જાહેરને તેની સાથ લાગતું વળગતુ ન હોવાથી તે પ્રગટ કરી શકાતું નથી.

"ચેરાગ."

મારી કારકિર્દીની અંદર મેં ઘણાક ધર્મ સંબંધી વર્તમાનપત્રો, માસીકો, વગેરે જન્મતાં અને બંધ પડતાં જોયાં છે. "સત્ય મિત્ર," "યજદાં પરસ્ત," "હુખ મજદયસ્નનામ" વગેરે અઠવાડીક, "જરતોસ્તી અભીયાસ," "રાહે રોશન" વગેરે માસીકોએ જન્મ લીધો અને મરણ પામ્યાં. જેઓ ધર્મ સંબંધી ખોરાક માટે ભુખ્યાં હતાં તેઓ તે માટે નિરંતર તલઅગાર રહેતાં હતાં. તેથી થોડાક થીયોસોફીસ્ટ પારસી ભાઇઓએ મને ઉસ્કેર્યો અને એક માસિક ચોપાન્યુ પ્રગટ કરવાને તરેહવાર લાલચો દેખાડી. કોઇ કહે, "હું લખાણો કરીશ;" કોઇ કહે, "હું ગ્રાહકો મેળવીશ;" કોઇ કહે, "હું જાહેર ખબરો લાવીશ," ઇત્યાદી. "રાહે રોશન" જે ગુજરી ગયું હતું તેને સજીવન કરવાને કોશેશ કીધી, પણ તેના આગલા અધિપતિએ મારા હાથ-પગ બાંધવા માંડયા; "તમારે પુનર્જન્મની બાબત લેવી નહિ; તમારે ફલાણી બાબત લેવી; ફલાણુ ધોરણુ એખ્તીયાર કરવું;" ઇત્યાદી દસ્તાવેજ ઉપર મારી સહી માંગી. આ મારા આચારની બહાર હતું. મારાં અંતઃકરણને ભોગે પૈસા લઇ લખાણો કીધાં હોત તો મેં ઘણા પૈસા મેળવ્યા હોત; પણ આ કામમાં મારૂ અંતઃકરણ વેચવાનુ સારુ મેં કોઇ દીવસ કીધું નથી. તેથી તે યોજના પડતી નાખી, અને "**ચેરાગ**"ને નવે નામે સને ૧૯૦૦ના જાનેવારીથી એક પ્રીન્ટરની મદદથી પ્રગટ કરવા માંડયું. અને જેવું પ્રગટ કરવા માંડયું કે તુરત પેલા દરેક રીતની મદદ કરનારા "મદદગાર ફરેસ્તાઓ," મારાં કોઇ નહિ જણાયલાં પાપની સજા કરવાને માટે મારાથી દુર નહાસી ગયા! **ચેરાગ**નાં વીસ વર્ષનાં વીસ પુસ્તકો જોશે તેને માલમ પડશે કે તેમાં કોણ કોણ લેખકો હતા, અને તેઓએ શી મદદ કીધી હશે! મારો ઇરાદો તેને એક કોમનુ નમુનેદાર માસિક બનાવવાનો હતો કે જેમાં કોમના જાણીતા અભ્યાસીઓને પોતાના વિચારો છુટથી ઉદાર દીલથી પ્રદીપ્ત કરવાને બની આવે. તેટલા માટે ચીઠીઓ-સર્કયુલરો છપાવી જાણીતા લેખકો અને અભ્યાસીઓ પાસે લખાણો માંગ્યાં; પણ મને લાગે છે કે મારૂ નામ એક "થીયોસોફીસ્ટ"

તરીકે અળખામણુ થયલું હોવાથી, કોઇએ પણ "ચેરાગ" સાથ જોડાવા માંગ્યું નહિં! અથવા તો હું કાંઇ યુનીવર્સીટીનું "પુછડુ" ધરાવતો ન હોવાથી "અરધી કેળવણી પામેલા" એક અજ્ઞાન માણુસ સાથ જોડાવાને શરમ ભરેલું ગણવામાં આવ્યું હોય! ગમે તેમ હોય; પણ ચેરાગને લખાણુ વગેરે મદદ માત્ર ન ધારેલે ઠેકાણેથીજ મલી હતી. એટલુંજ નહિં: પણ છાપાના વર્ષોના અનુભવની મદદથી જયારે ચેરાગે ધીમે ધીમે જરથોસ્તી ઘરોમાં પગપેસારો કીધો; જરથોસ્તી ઘરોની પલીદી દુર થવા માંડી; પારસી જીવનમાં જરથોસ્તીપણું આવવા માંડયું; અને દસ્તુરોને તાણા મારવામાં આવતાં કે "જુઓ ચેરાગ કેવો ધર્મ સમજાવે છે?" ત્યારે ચોકસ મંડળોમાં ગભરાટ છુટો, અને પોકાર ઉઠયો કે "ચેરાગ જરથોસ્તી ઘરોમાં ખરાબી ફેલાવે છે!" આ ચોપાન્યું બંધ પડે તો સારૂં એવા વિચારથી ખાનગીમાં સભાઓ મળી; એક સભા વાડીયાજીના આતશબેહેરામમાં મળી હતી; વગવાળા લોકો તરફથી બીજાં માસિક અને ત્રીમાસીક ચોપાન્યાંઓ નીકળ્યાં, અને પૈસા, વિદ્વતા, અવરતા અભ્યાસ, વગેરે સઘળી મદદો છતાં, થોડે થોડે વખતે તેઓ પરપોટા માફક ઉપસી આવી ફુટી જવા લાગ્યાં! મારા એક ભોળા મિત્ર મી૦ દીનશાહ મેહેરવાન ઇરાનીને ઉશ્કેરી તેની પાસે "બઝમ" નામનું માસિક પ્રગટ કરાવ્યું; પછી "જરથોસ્તી" નામે એક બીજું અને ડા૦ માણેકજી નશરવાનજી ધાલાએ "અશ" નામે ત્રીજું ચોપાન્યું પ્રગટ કરવા માંડયું. આ સઘળાં બંધ પડયાં ને માટે હું પોતે દીલગીર છું; કારણ મારો વિચાર એ છે કે, જુદી જુદી વૃત્તિના માણુસો માટે જુદી જુદી જાતના રૂહાની ખોરાક (મિનોઇ જ્ઞાન) ની જરૂર છે. અને જેટલાં મિનોઇ જ્ઞાનનો કોમમાં વધારો થાય એટલું મિનોઇ બળ કોમમાં વધે, માટે કોઇ પણ પ્રકારનું ધર્મ સંબંધી સાહિત્ય આવકારદાયકજ ગણાવું જોઇયે. મારી દલગીરી એટલા માટે છે કે ઉપલા પબલીશર્સનો હેતુ પાક ન હતો; માત્ર તેઓ અદેખાઇથી દોરવાયા હતા; તેમજ તેમને નિષ્ફળતા મળવાનો સબબ તેમની કાર્યનિતિ (policy) સાંકડી હતી. ચેરાગે લગભગ ત્રણ સપ્તક પુરાં કીધાં જેનો સબબ તેનાં મંદીરમાં તમામ ધર્મો અને ફીલસુફીઓનો વગર તાસુબીએ સમાવ

થાય છે.* હમણાં સુધી ચેરાગની ફતેહનો ભેદ એ છે! ઘણાક બીજા ભાઇબંધો જોકે રોજંદાં અને બીજાં વર્તમાનપત્રોમાં લાંબાં લાંબાં માઇલોના લખાણો કરે છે; પણ હું જયારે તેમની પાસ માગણી કરતો ત્યારે તેઓ કહેતા હતા કે—"તમો એકલાજ પુરતા છો!" આ ઠેકાણે મારે તે ભાઇઓ અને બેહેનોનો અંતઃકરણથી પાડ માનવો જોઇયે કે જેઓએ ચેરાગને લખાણુ અને પૈસારૂપી મદદનું ધી પુર્યું છે!

* "ચેરાગ"ની દીન.—જરથોશ્તી દીનના કલમામાં કહ્યું છે કે—"દીન દીને જરથોશ્ત દીને અહુરમજદ દાદેહ જરતોશ્ત," એટલે તે દીન જરથોશ્તની છે કે જે અહુરમજદની છે જે અશો જરથોશ્તને આપી હતી. દીનનો અર્થ "દએન" ઉપરથી જ્ઞાન, કાયદો, ધર્મ, વગેરે થાય છે. તેથી જે જ્ઞાન અહુરમજદનું તેજ જ્ઞાન અશો જરથોશ્તનું પણ હતું, જે જ્ઞાનની સીમા કે હદ નથી. પણ તે વખતની ઈરાનની પ્રજાને જેટલું જરૂરનું હતું તેટલું તે સાહેબે તે પ્રજાને આપ્યું હતું. વળી "જસ મે અવંઘહે મજદ" (હું મજદયસ્નાન છું,) એવાં એકરારનામામાં યજશ્નેના ૧૨ મા હા માં વચન છે કે "યા હાઇતિ નામચા બુષ્યેંઇન્તિનામચા મજિશ્તાચા વહિશ્તાચા, સ્રએશ્તાચા, યા આહુઇરિશ જરથુસ્ત્રિશ" એટલે કે, "હાલમાં જેટલી (દીનો) મોજુદ છે તથા જેટલી હવે પછી થશે, તેઓમાં સઉથી મોટી, સઉથી સરસ, તથા સઉથી શ્રેષ્ટ જે દીન છે તે અહુરમજદી જરથોશ્તી છે." હવે કોઇ પણ માણસ જે અકકલવાંન હશે તેને કબુલ કરવું જોઇશે કે, પારસીઓ પાસે હમણા જેટલા ધર્મના કાનુનો કે ધર્મ જ્ઞાન છે તેટલુંજ અહુરમજદમાં હશે એમ જે અજ્ઞાન હોય તેજ કહી શકે. દરેક પેગામ્બર તેના પોતાના જમાનામાં તેની પ્રજા જે અંગીકાર કરી શકે અથવા તેને જેટલું જરૂરનું હોય તેટલુંજ જ્ઞાન આપી શકે; અને આપણા સંબંધમાંતો જેટલું પેગામ્બર સાહેબે આપેલું તેનો કાંઇ અંશ માત્ર બચી રહેલો કહેવાય છે. માટે આજે પારસીઓ જો એમ કહેતા હોય કે, હવે આપણને એ સિવાય બીજાં વધારે મિનોઈ જ્ઞાન કે વધારે મિનોઇ કાયદાની જરૂર નથી, તો બીજા ધર્મોની મુકાબેલ ઉભા રહેવાને તેમની હાલત કઢંગી થઈ પડે. જો તેમની દીન, ભવિષ્યના પણ ધર્મો કરતાં "મોટી, સરસ, શ્રેષ્ટ" હોય તો તેમાં સર્વે ધર્મો સમાઇ જવા જોઇયે એટલુંજ નહિં, પણ હમણાના અને હવે પછીના દીક્ષીતો [Initiate] તરફથી મલતું જ્ઞાન પણ તેમાં સમાઈ જવું જોઈયે છે. ત્યારેજ તે ઉપર આપેલી વ્યાખ્યા સાથ દરોબસ્ત આવે; નહિં તો તે વાસ્તવીક હોઈ શકે નહિં. આપણને તો મિનોઈ જ્ઞાન, જેનો છેડો કે અંત નથી. તે ગમે ત્યાંથી સંપાદન કરવાનુ છે. આ ચેરાગનો ધર્મ છે, અને જે ચેરાગનો ધર્મ છે તેજ મારો ધર્મ છે!

## " જરથોશ્તી રાહબર. "

ધર્મના રણક્ષેત્રમાં ઝુકાવ્યા પછી મને એક ઘણાજ અગત્યનાં પુસ્તકની ખુટ જણાઇ. પારસી કોમમાં એક બાળકને કુસ્તી બાંધવાના અવસ્તા, પતેત વગેરે મોઢે કરાવી તેની નવજોત કરવામાં આવે છે; અને બાકીના ધર્મ જ્ઞાનનો આધાર તે બાળકના પ્રારબ્ધ ઉપર રહે છે. એટલે તે બાળક સંસારમાં જેમ ગમે તેમ વર્તે છે; તેનુ પ્રારબ્ધ જો યારી આપે તો તે પડયું ખર્યું જ્ઞાન આમતેમ રિવાજોમાંથી ઉંચકી લે છે--જો તેની વલણુ તે તરફ હોય તો—નહિ તો નવજોત વેળા ભરડાવેલા અવસ્તા પણ અર્થ વગર કે સહમજ વગર મોઢે કરાવેલા હોવાથી તે ઉપર પણ પુરતુ એકીન હોતું નથી. આથી લગભગ આખો ટોળો ધર્મ વિષે બેખબર હાલતમાં જીંદગીના દિવસો પસાર કરે છે. આ મામલામાં કાંઇ સુધારો થાય એવા હેતુથી મોજુદ જરથોસ્તી ધર્મના એક Bird's-eye view (જેમ એક પહાડ ઉપરથી આપણુ નીચેની લીલોતરીની ઉપર નીગાહ કરતાં હોઇયે તેવી રીતે ખ્યાલ લઇ) સને ૧૯૦૮માં એક પુસ્તક રચ્યું, જેમાં માણુસે શા માટે જન્મ લીધો; તેની ફર્જ શી છે; સૃષ્ટિ કેમ પેદા થઇ; ખુદા, ફરેસ્તા વગેરે શું છે; તેમની તરફ આપણી ફરજ શી છે; ધર્મની ફીલસુફી; આતશ પરસ્તી; સૂર્ય પરસ્તી; ક્રિયાની સામાન્ય સમજ, વગેરે બાબતો એવી રીતે સમાવવામાં આવી કે તે જેમ એક સાધારણ માણુસ, તેમજ એક ઑર્થોડૉક્ષ પારસી કે એક યુનીવર્સીટીનો ગ્રેડયુએટ પણ હોંશથી વાંચે, અને ધર્મ વિષે કાંઇ સામાન્ય સહમજ મેળવે. (આ પુસ્તક ચોતરફથી પ્રસંશા પામ્યું અને સને ૧૯૧૧માં તેની એક સુધારેલી બીજી આવૃતિ પણ બહાર પડી છે.)

## " અશો જરથોશત અને તેમનો પેગામ. "

સને ૧૯૦૯માં એક બીજુ પુસ્તક બહાર પડયું જે જરથોસ્તીઓમાં તેની જાતનુ પેહેલુંજ ગણાવું જોઇએ; કારણુ કે જરથોસ્તી ધર્મ શાસ્ત્ર ભેદ, અલંકાર, સૂત્રરૂપ, અને ગુઢ હોવા છતાં કોઇએ પણ હમણા સુધી, તેમાનાં કોઇપણુ શાસ્ત્રની શરેહ કે ટીકા લખી નથી. આ પુસ્તકમાં મે " અહુનવદ ગાથા " ઉપર શરેહ કરવાની કોશેશ કીધી છે—એક પાહાડની તપાસ એક મગત્રુ કરે!—પણુ અવસ્તા ભાષાનો અભ્યાસ ન હોવાથી માત્ર કાચા તરજુમાઓ ઉપર પાયો રચવાને લીધે, તે પુસ્તક મારા વિચાર પ્રમાણે સંતોષકારક લખાયું નથી. હું ઇચ્છું છું કે ભવિષ્યમાં આ કામ કોઇ અવસ્તા ભાષાનો થીયોસોફીસ્ટ અભ્યાસી ઉપાડી લે.

# ભટકતા સાધુઓની સંગતનો ભોગ.

કાવશજી નામે એક રાંક દેખાતો જુવાન અથોરનાનજાદો હતો. તેના ગુરૂ " દસ્તુર " એહેરામ નામના એક બુઢા ઇરાની હતા, જેઓનો તરીકો કાંઇક હઠયોગ જેવો હતો. આ ગુરૂનો રંગ જોવો હોય તો તેમના સાંભળતાં " મી૦ ખરશેદજી કામા "નુ નામ ઉચ્ચારવું—અને જોઇ લેવો! તેઓ ઉશ્કેરાઇ જઇ એવી ગાળો દેતા કે આપણને કમકમાટ છુટે. તેમનામાં કાંઇ આત્મિક શકિત પ્રાપ્ત થયલી તેમના ચેલાઓ કહેતા હતા, પણ એક ગુરૂ થવાની લાયકાત તો હું ના પાડું છું. કાવશજી એક દિવસ મારી પાસ આવી ખુલાસો પુછવા લાગ્યો કે રાત્રે ભણુતી વખતે વાતાવરણમાંથી તેમને પોતાનું નામ " કાવશજી " શંભળાય છે તેનુ કારણ શું હશે. મેં તેમને રસ્તો બતાવ્યો કે તે રીત વાપડશો તો જે હશે તે જણાઇ જશે. બીજે દિવસે કાવશજી હસ્તા હસ્તા આવ્યા અને મને કહ્યું કે " બધુ જણાઇ ગયુ ! " શું જણાઇ ગયું ? " મારાં મામી પોતાની દિકરી સાથ મને પરણાવા માંગતાં હતાં, પણ મેં ના પાડવાથી મારી ઉપર જાદુ ચલાવે છે તે બધુ દેખાઈ ગયું " ! પણ હવે કરવું શું ? મેં તેમને જણાવ્યું કે તમારે કોઇની પણ તરફ બુરો વિચાર ફેંકવો નહિં, પણ ભલી દુવાઓજ મોકલવી, કે જેથી જાદુનું જોર તમારી ઉપર ફાવશે નહિં. આ મુજબ તે જુવાન છુટો થયો; પેલો આવાજ પણ બંધ થયો. એટલુંજ નહિં, પણ થીઓસોફીના અભ્યાસથી ખરો રસ્તો શું છે તે જોયા પછી તે પોતાના ગુરૂથી જુદો પડયો. પણ તેણે મોટી ભૂલ એ કીધી કે તેને રાજી રાખી જુદા પડવાને બદલે તેને આજુરદે કરી જુદો પડયો. જ્યાં સુધી થીઓસોફીકલ સોસાયટીના મેમ્બરોની સંગતમાં રહ્યો ત્યાં લગી તે સલામત હતો; પણ તેણે આ ઉમદા અભ્યાસ છોડી દીધો; ખુદાનુ એક નામ " પરબ્રહ્મ " જપવા માંડયું, કે જેને કોઇ પણ વ્યકતી પોંહોચી શકતી નથી. અને પછી ખુદ ખુદાની, મહાત્માઓની અને ગમે તેની સામે બોલવા માંડયું ! સાધુઓની સાથે ભુલેશ્વરમાં ભાંગ ચરશ દમાટવા માંડયાં; સદરો કુસ્તી કાઢી નાખી લંગોટ ઉપર રહેવા માંડયું; જો કોઈ ઓલખીતો મળે તો બાજુ ઠોકી તેની સાથ કુસ્તી રમવા તૈયાર થતો, ઇત્યાદી. આકેબત, પરિણામ એ આવ્યું કે, આ કમતાલે જુવાનના છેલ્લા દિવસો થાનાની દેવાનાશાળામાં પસાર થયા !

## "પાંડે"-ગેરઈન્સાફી બદનામી.

ચોક્સ સબબથી આ જુવાનની પ્રકૃતિ બગડી હતી, અને તેથી તેને કોઇ દેખાવો દેખાતા હતા, જેથી તેને હંમેશ બિહિક લાગતી હતી. જ્યારે તે કોઇ થીઓસોફીસ્ટ બેરાદરની સાથે બેસતો હતો ત્યારેજ તેના ખોરેહના સમાગમમાં આવ્યાથી તેને ઠીક લાગતું હતું; પણ જ્યારે તે પોતાને ઘર જતો હતો ત્યારે પેલા દેખાવોથી બિહિકુજીને હેરાન થતો હતો. આ જુવાનને લોજમાં લાવતો હતો કે જેથી તેને કાંઈક રાહત મલે. કેટલીક વાર કોઇ મેમ્બરો તેને રાત્રે પોતાને ઘર લઇ જતા હતા; કારણ તે લોજ છોડવા માંગતો ન હતો કે રખે વળી ઘર જતાં હેરાન થવું પડે. તેણે મુંબઇમાં આપઘાત કરવાની કોશેશ કીધેલી, પણ ઉપલી રીતેજ સારાં માણસોના સમાગમમાં રહેવાથી, તેમનાં ખોરેહની બરકકતથી, તેનો બચાવ થતો હતો. પણ એકવાર આ જુવાન હાથમાંથી છટકયો. તે ભરૂચ ગયો, અને ત્યાં જઇ આપઘાત કીધો. તેના બેશાવંદોએ જુરીની સનમુખ સાક્ષી આપી તેમાં જણાવ્યું કે તે થીઓસોફીકલ સોસાયટીમાં જતો હતો તેથી તેણે આપઘાત કીધો! આથી આ મંડળીની સામે બોલનારા અવિચારી લોકોને વગર તેહેકીક કરવે નવું "બોદુ" મલ્યું. અને એજ રીતે સોસાયટી હમેશાં અજ્ઞાન લોકોથી વગોવાતી આવી છે. જે સોસાયટીથી આડે માર્ગે જનારા નવ જુવાનોનો બચાવ થાય, જેનાથી તેમની જીંદગીનું રક્ષણ થાય, જેનાથી ભયભિત હાલતમાં જતાં અજ્ઞાન જુવાનો બચે, તેજ મંડળીને તેઓ વગોવે એ કેટલું નગુનાપણ?

## "લેડીઝ કલાસ"—બાનુઓનો વર્ગ.

મારા સંસારનો અનુભવ મને એ મલ્યો કે મરદ અને ઓરત, લગનના આશીર્વાદમાં છે તે મુજબ, "સમ-મતી, સમ-જતી"—એક મતના, એક જીવનના—હોવા જોઇયે. મરદ થીઓસોફીક વિચાર ધરાવે, થીઓસોફીક જીંદગી ગુજારે, અને ઓરત જુદાજ વિચાર ધરાવે અને જુદીજ રીતની જીંદગી ગુજારે, તો સંસાર સમાધાન ચાલે નહિં. તેવોજ અનુભવ મારા પરમ મિત્ર મી. દાદાભાઇ ધનજીભાઇ જસાવાલાનો હતો; જો કે બેઉના ધણીયાની જુદા જુદા ધૃવ ઉપર હતાં. તેથી ભવિષ્યની પારસી ઓલાદ માટે અમો બંન્ને જણે, લોજની કમિટીની પરવાનગી લઇ, કાયદા કાનુનો ઘડી કાઢી, એક મહલાજા ભરેલો "બાનુઓનો વર્ગ" ખુલ્લો

કીધો, જેમાં અઠવાડીયાંમાં એકવાર બાનુઓને થીયોસોફીકલ જ્ઞાનનાં દર્શન કરાવવામાં આવતાં હતાં. આ કલાસ જો કે પારસી બાનુઓ માટે ખુલ્યો હતો, તોપણુ તેનુ કામ એટલુ સલુકથી ચલાવવામાં આવતુ હતું કે પાછળથી થોડાં હિંદુ બાનુઓ પણુ આવવા લાગ્યાં. આ વર્ગ કેટલાંક વર્ષ ચાલ્યો, અને તેથી વધારે સંખ્યામાં બાનુઓ થીયોસોફીકલ સોસાયટીમાં દાખલ થતાં ગયાં, જેથી ઓરત જાતમાં આ જ્ઞાન વધારે છુટથી ફેલાતુ ગયું—જો કે વાત અવરનવર જાહેર થતાં અજ્ઞાન અને સાંકડા વિચારના લોકોના તાણાંજાનીતો ખમવા પડતા હતાંજ !

આ કલાસ મી. મનચેરશા કાવસજી ડોકટર, મી. જમશેદજી ફરદુનજી માંદન વગેરે ભાઈઓએ પાછલથી ચલાવ્યો; પણુ પછી બીજા ભાઈઓએ જુદે જુદે ઠેકાણે ખાનગીમાં જેમ ગમે તેમ એવા વર્ગો ઉઘાડવાથી લોજના વર્ગની હાજરી કમતી થવા માંડી. થોડા વખત પછી મી. દાદાભાઈ જસાવાલા ગુજરી ગયા, પણુ તે આગમચ તેમને અને મને સંતોષ એ ઉપજયો કે અમારો હેતુ પાર પડ્યો, અને ઓરતોમાં થીયોસોફીનો પ્રસાર છુટથી થવા લાગ્યો.

## નોકરી ખતમ !

મારો અનુભવ એ છે કે જે કામ મરજી વિરૂધ્ધનું હોય તે જલદી થાકવી નાખે છે; અને જે કામ ખુશાગીરે કરીયે છિયે તેથી થાક લાગતી નથી. આ રીતે "ટાઇમ્સ ઑવ ઇન્ડીયા" પ્રેસની પંદર–સોલ કલાકની નોકરીબી કીધી હોય, પણુ ધર્મ સંબંધી વાંચણુ કે અભ્યાસ કે લખાણુ હાથમાં લેતાં ગોયા મારી થાક ઉતરી જતી હોય એમ લાગતું હતું. તો પણુ નિરંતર એવા રીતની મગજની મેહેનતથી મારા જ્ઞાનતંતુઓ ઉપર હદબહાર બોજો પડવાથી મારી તનદરોસ્તી હંમેશની ગઇ; અને ઘણાક ડાકટરોનો મત એવો છે કે હું જે બચેલો છું અને કામ કરવાને શકતીવાન છું તેનો સબબ મારો સાદો ખોરાક અને સાદી જીંદગી ગુજારવાની રીત છે. ચાલુ માંદગી અને સખ્ત મેહેનતને લીધે મેં રાજીનામુ આપ્યું; પણુ સુપ્રીન્ટેન્ડન્ટ મી૦ ખરશેદજી મને છોડવા માંગતા ન હતા. તેથી મને રવીવારે રજા આપવા માંડી અને સાંજે જલદી ઘર જવાની ગોઠવણુ થઇ. રાજીનામુ પોતેજ લઇ ફાડી નાંખ્યું. સત્તર વર્ષની સખ્ત મેહેનતના બદલામાં મને કાંઇ "બોનસ" મલવાની આશા હતી, પણુ માઠાં ભાગ્યેગે થોડાજ દીવસમાં મી૦ ખરશેદજી ગુજરી ગયા; વેલાતથી

નવા મેનેજર વગેરે, આવ્યા; કારોબાર બદલાઇ ગયો; અને અમો જુના માણસોની નોકરીની કદર બુજનાર કોઇ રહ્યું નહિં. અમારા રીડર્સ ડીપાર્ટમેન્ટમાં એક ઈંગ્રેજ વડા રીડર આવ્યા; આવડે કાંઇ નહિં, પણ રૂપીયા બસોનો પગાર! તેમની પરિક્ષા લેવા હું કાંઇ પુછવા જતો ત્યારે જવાબ મલતો કે, "You know best!" તોપણ તે વારેવાર પોતાનું ભડોળ અને સત્તા દેખાડવા અમારી ટેબલ આગળ આવી કંટાળો આપતો હતો. સઘળાઓના દેખતાં મારાથી કહ્યા વગર રહેવાતું નહિં કે, "સાહેબ, તમો તમારી જગ્યા ઉપર બેસો, અમો અમારૂં કામ જોઇશું." આથી તેમનો મુંગો રકાશ થતો હતો, તેથી તે મને ખેરવવાની તક શોધતો હતો. તે તક તેને મલી. હું સખ્ત બીમાર પડયો; એક મહીનાથી વધારે વખત બીછાના પર રહ્યો. આ તકનો લાભ લઇ, અમારા આ સાહેબે ચીઠી લખી કે "Your services expire from this date!" ખલાસ! પેલી "બોનસ" નહિં તો નહિં, પણ કેટલાક વર્ષોનું "પ્રોવીડન્ટ ફંડ," જે અમારા પગારમાંથી અમારાં બચ્ચાંઓ માટે કપાઈ એકઠું થતું હતું, તે પણ આપવા ના પાડી! સબબ એવો જણાવ્યો કે, "એતો મરણ પછી ફેમીલી માટે હોવાથી તમારી હૈયાતીમાં મળે નહિં!" ઠીક! એજ પ્રમાણે નવા કારોબારને લીધે કેટલાકોની લાંબા વખતની નોકરી ગઇ તેઓનું પ્રોવીડન્ટ ફંડનું એકઠું થયલું નાણું ડુબ્યું હતુ, જેમાં મી૰ સોરાબજી રૂસ્તમજી બનશાનું પણ હતું.

આ વખતે ડૉ. જોસાયા ઓલ્ડફીલ્ડ, ઇંગ્લાંડની "ઓર્ડર ઑવ ગોલ્ડન એજ" નામની મંડળીના એક સભાસદ, હિંદની મુલાકાતે આવ્યા હતા. જ્યારે ઈંગ્લાંડ હતા ત્યારે તેમની સાથે મને પત્ર વેહેવાર ચાલતો હતો. પીછાન હોવાથી, હિંદની સેહેલગાહ પછી તેઓ જ્યારે પોતાને વતન જવા નીકલ્યા, ત્યારે મી. નરોતમ મોરારજીના "શાન્તી ભુવન"માં તેમને મલવા ગયો, અને વાતચીત ઉપરથી માલમ પડયું કે તેઓ "ટાઇમ્સ ઑવ ઇન્ડીયા"ના મેનેજર મી કોલમેનના મિત્ર હતા. ડો. ઓલ્ડફીલ્ડ પોતાનો સરંજામ પેક કરવાના કામમાં રોકાયલા હોવાથી મેં મારી અંગત બીના છેડી નહિં; પણ તેઓ ઉપડી ગયા પછી તુરત મેં ઈંગ્લાંડ તેમના ઉપર મારી હકીકત લખી મોકલી. આ ભલા મિત્રે મી. કોલમેન ઉપર લખ્યું કે મને મારા હકની રકમ મળે, અને મને મી. કોલમેનને મલવા સુચવ્યું. મી. કોલમેનને હું મલ્યો, અને આ સાહેબે

માત્ર અરધી રકમના થોડા રૂપીઆ આપ્યા; પણ તે પેહેલાં મારી પાસ લખાવી લીધું કે હવે પછી હું પોતે અથવા મારાં બચાં છોકરાં બાકીની રકમ ઉપર દાવો કરે નહિં!

## ગેબી મદદ!

આ વખતે એક એવો બનાવ બન્યો કે તે વખતથી મારી પૈસાની ચિંતા તદન નિર્મૂળ થઇ. હું માંદગીના બીછાનાં ઉપરજ હતો; મારાં કુટુમ્બનાં સર્વે માણસો પણ તે વેળા તેજ પ્રમાણે તાવથી પટકાઇ પડેલાં હતાં; માત્ર મારાં ધણીયાંની અમારી સારવાર કરવા માટે તનદરોસ્ત રહ્યાં હતાં. પાસે પૈસોની ખાક નહિં; દાકટરના અને દવાના પૈસા નહિં, એટલુંજ નહિં, પણ બજારના પણ પૈસા નહિં. કરજ કરવા સામે મને જબરો ધિક્કાર હતો. ત્રણ ચાર દિવસ એવા પસાર થયા. મધ્ય રાત્રે ઉઠી બીછાનાં ઉપર છુપી રીતે દ્રઢ લાગણી સાથ ખુદાને મારી આ વિનંતી હતીઃ—"ઓ પરવરદેગાર! હું પણ ત્હારો; આ બચાંઓ પણ ત્હારાં; ત્હારે જોઇયે તો જીવાડ, ત્હારે જોઇયે તો મારી નાખ—ત્હારે ગમે તે કર!" આવી રીતની "બંદગી" ત્રણ ચાર રાત ચાલી, અને વળતે દિવસે રજીસ્ટર પત્ર મારફતે મી૦ મનચેરજી પેસ્તનજી ખરેગાટ, જેઓ તે વેળા રતનાગીરીમાં જડજ હતા, અને જેઓ મારી સેવાની કદર પીછાનતા હતા, તેઓ તરફથી એકસો રૂપીયાની નોટ મલી; જેમાં એવી મતલબનું જણાવવામાં આવ્યું હતું કે—"બેરાદર બીલીમોરીયા, તમો કોમની સેવા બજાવો છો; મારાથી કાંઇ બનતું નથી; માટે મારા હિસ્સાના આ રૂપીયા છે તે તમો ઘર ખરચમાં લેશો," ઇત્યાદી. મારી અજાયબીનો કાંઇ શુમાર રહ્યો નહિં. શું કોઇ ફ્રેશ્તા મી૦ મનચેરશાહને કાંઇ બશારત કે પ્રેરણા કરી ગયા હશે કે હું આ વખતે સખ્ત તંગીમાં છું? આ વખતથી ખુદા ઉપર મને એટલી તો મજબુત શ્રધ્ધા આવી ગઇ કે હું એમજ માનવા લાગ્યો કે ખુદાની નજર જરૂર મારી તરફ છે. તે કે જે એક કીડીને સુધ્ધાં ભુખી રાખતો નથી તે તેના સેવકજનને કદી પણ ભુખે મરવા દેશે નહિં.

પણ મુંબઇ જેવા શેહેરમાં આ રકમ કેટલો વખત ચાલે? ખરચ કમી કરવા ઓછાં ભાડાંનાં ઘરમાં ગરીબ લતા ઉપર જઇ રહેવું પડયું, અને બીજો ખરચ ઘટાડયો. પણ પછી શું? હજી તો મારૂ માંદગીનું બીછાનું પુરૂં નથી થયું. તે પછી બીજી મદદ એવી રીતે મલી કે, મારી ખબર

લેવા એક બીજા મિત્ર સુરતવાળા મી૦ આદરજી જીવણજી, રીટાયર્ડ ડેપ્યુટી કલેકટર, તે વેળા મુંબઇ આવેલા હતા, તેઓએ એક ટીપ બનાવી મને મદદ કરવા મિત્રમંડળમાં ફેરવી, જેથી બે ત્રણ મહીના બીજા ગબડી જાય, એટલી રકમ એકઠી થઇ. પણ વળી તે પછી શું? એમ તે કયાં લગી ચાલે?

## ચેરાગ પ્રીન્ટીંગ પ્રેસ.

મી. મનચેરશાહ ખરેગાટને મારી નોકરી જવાની ખબર થવાથી કહેણુ મોકલ્યું કે, હું જો બીલીમોરે જઇને રહું તો આ ઉમરાવ દીલના મિત્ર હું જીવું ત્યાં લગી મદદ કરે! પણ આ ઉદાર દરખાસ્ત મારા ધ્યાનમાં ઠીક લાગી નહિં. શું હું મારા બાકીના દિવસો બીલીમોરામાં પડી આળસાઇમાં ગુજારૂ ? કોઇ સબબથી થોડા વખતમાં આ મદદ બંધ પડી તો પછી શું ? તેથી મેં મારા મિત્રો મી. જાંહગીર જમશેદજી વીમા દલાલ વગેરેને એવું સુચવ્યું કે મને જો એક નાનુ છાપખાનુ ઉભું કરી આપે તો એ કામ થાયઃ મને અરધી રોટલી મલે અને કોમની સેવા તેની મારફતે કરૂં. આ સુચના પસંદ પડવાથી મી. જાહગીરે કેટલાક તેવા મિત્રો ઉપર લખ્યું કે મને આઠ દશ હજારની રકમ વેઆજે આપે. મી. મનચેરશાહ ખરેગાટ, મી. પેસ્તનજી દીનશાહ ખાંન, મી. દારાબજી ડોસાભાઇ દોટીવાળા ( દખણ હેદરાબાદવાળા ) અને મી. ડેવીડ ગોસ્ટલીંગ દરેકે રૂ૦ ૧૦૦૦) ની રકમ તુરત ભરી આપી, અને બીજી બી રકમ મળશે એવી આશાથી ઇંગ્લાંડ અને અમેરીકા ઇન્ડેન્ટ ગયાં. માલ આવવાની તૈયારી થઇ; હુંડીના રૂપીયાની ગોઠવણ થવી જોઇએ. પણ માહા બાયેગે બીજી કોઇ પણ મદદ નહિ મળવાથી બીલીમોરામાં જે એક નાનુ ઘર બાકી હતું તે વેચી રૂ૦ ૨૫૦૦) ની રકમ ઉભી કીધી. ઉપલી રકમ જો કે પેહેલાં વેઆજે ધીરવી એવી ગોઠવણ હતી, પણ એક વર્ષ પછી જ્યારે વેઆજ મોકલવાની ગોઠવણ થઇ, ત્યારે ચારે સદ્‌ગ્રહસ્થોએ એક પછી એક પત્ર લખી જણાવ્યું કે, એ રૂપીયા તેઓએ મારી સેવાની કદરશનાસીમાં બક્ષેશ દાખલ આપેલા છે. જરથોસ્તી ભાઇઓ તેમ કરે એ તો તેમની ભલાઇ છે, પણ એક ક્રીશ્ચીયન મિત્ર, જેને લોકો "મારવાડી"ના એલકાબથી ઓળખે, તેની ઉદારતા મને હંમેશ યાદ આવે છે. વળી બીજા જરથોસ્તી "મિત્ર" જયારે ચૅરાગ પ્રેસમાં કામ આપતા ત્યારે એવો દાવો કરતા હતા કે "ચૅરાગ પ્રેસ તો સોસાયટીનુ

છે, તેથી સરતું છાપી આપવું જોઇએ," એમ કહી બીલમાં કાપકુપ કરી ખોટે કામ કરાવતા હતા, ત્યારે મી. ગોસ્ટલીંગ જયારે કામ આપતા હતા ત્યારે હંમેશાં કહેતા હતા કે, " Brother Bilimoria, business is business, don't hesitate to make full bill," જો કે મી. ગોસ્ટલીંગને જરથોસ્તી ધર્મના પુસ્તકો ફેલાવા માટે જે પ્રેસ સ્થાપેલો તેની સાથ લાગતુ વળગતું ન હતું.

સને ૧૯૦૨ના જાનેવારીની ૧ લી તારીખે આ છાપાખાનું ચાલુ કીધું. થાપણ રૂપીયા સાડાછ હજાર. પણ કમતાકાત શરીર સાથ હું શું કરી શકું? તેથી મારો દિકરો નાદરશાહ, જેને હું "ટાઇમ્સ" ઓફીસમાં કાંઇ કામ નજરમાં લેવા છોડી આવ્યો હતો, તેમને ખેંચી લઇ સાથે રોકયા. વળી મુંબઇની ગલીચ વાતાવરણમાં હું એક અઠવાડયું પણ આરોગ્યતામાં કહાડી શકતો ન હતો, અને બહારગામ જાઉં ત્યારેજ હું તનદરોસ્તી પાછી મેળવતો હતો, તેથી મને વારેવાર જન્મભૂમી બીલીમોરા અથવા ગુજરાત તરફ કોઇ ઠેકાણે મહીનો બે મહીના જઇ રહેવું પડતું હતું. તેથી સઘળો કારોબાર, પ્રેસનો તેમજ ઘરસંસારનો, નાદરશાહ ચલાવતા હતા. આ દિકરાની ખાસિયત એ હતી કે, પોતે કષ્ટ વેઠી બીજાને સુખ આપવું. તેથી પૈસાની તંગી સાથે આ બેટાએ ઘરનો અને પ્રેસનો ખરચ ચલાવા સાથ પાંચ વર્ષમાં લગભગ સઘળો નફો પ્રેસ ખાતે લઇ જઇ, આ મીલકતને દસ હજારની બનાવી; એ તેમની કુનેહ, કરકસર અને કષ્ટ ખમવાની શકિતને આભારી છે. મારાં માતાનીજ માફક આ દિકરો મારા કાન ઉપર મને કાંઇ બલાપો થાય એવી બીના નહિં આવે તેની સંભાળ રાખતો હતો.

## "બીલીમોરાની પારસી પાર્લામેન્ટ."

લાંબો વખત થયાં એવી ફર્યાદ ચાલતી હતી કે બીલીમોરાની અંજુમનના ટ્રસ્ટીઓનો કારોબાર બરોબર ચાલતો નથી. કેટલીકવાર ટ્રસ્ટીઓ અધીક સતા વાપડતા; હિસાબ બરોબર નહિ; અંજુમનના સભ્યોની ફરિયાદ ઉપર ધ્યાન આપતા નથી; અને તે વગેરે બીજી ફરિયાદો પણ હતી. આ માટે પત્રવેહેવાર અને સોલીસીટરોની નોટીસો વગેરે પણ થયલાં; પણ ટ્રસ્ટીઓ મચક આપતા ન હતા,—ધારાશાસ્ત્રીઓની નોટીસના જવાબ સુધ્ધાં આપતા ન હતા. આથી કંટાલી જઇ ભેગણ

હમવતની ભાઇઓ મારી પાસે કાંઇ ઉપાય લેવા આવ્યા. મને પોતાને પણ અનુભવ હતો. તેથી એક બીજી નોટીસ મુંબઇના સોલીસીટરો, મેશર્સ મગનલાલ, જાંહગીર અને ગુલાબભાઇ: મારફતે મોકલી. પરિણામમાં એક ત્રસ્ટી મી૦ જમશેદજી હોરમસજી મેંગુસી, જેઓ મુંબઇ રહેતા હતા, પણ બીજા ત્રસ્ટીઓના કારોબારથી જે નારાજ હતા, તેઓએ રાજીનામુ આપ્યું. બાકીના પાંચ ત્રસ્ટીઓમાંના એક મી૦ બરજોરજી નશરવાનજી મેંગુસી, જેઓ એક વિચારશીલ જુવાન ત્રસ્ટી હતા, પણ જેઓ એકલા પડવાથી તેમનુ ચલણ ન હતું, તેઓએ જવાબ આપ્યો; પણ બીજા ચાર ત્રસ્ટીઓ જેઓ લગાર જુદાજ ખ્યાલમાં હતા, તેઓએ જવાબ આપવાની દરકાર કીધી નહિં. આથી બીલીમોરાની જરથોસ્તી વાતાવરણ એટલી ગરમ થઇ કે ત્રસ્ટીઓને સભા બોલાવવાની ફરજ પડી. અંજુમન તરફથી મેશર્સ ફ્રાલાભાઇ શાપુરજી મેઘોરા અને બીજા બે ચાર ભાઇઓ આગેવાન થયા હતા. મુંબઇથી રીપોર્ટર બોલાવ્યા; જેથી બીલીમોરામાં જબરો હોહોકાર થઇ રહ્યો. તા૦ ૧૫ મી ફેબ્રુવારી ૧૯૦૪ને દીવસે સભા મલી. આ સભા અને તે પછીની સભાઓ એટલી તો તોફાની બની હતી કે, "જામે જમશેદ"માં તેનાં મોટાં ટાઇપના મથાળાં સાથ રમુજ ઉપજાવનારા, પણ ખરૂ જોતાં દલગીર થવા જોગ, રીપોર્ટો લેવાયા, જેનુ મુખ્ય મથાળુ "બીલીમોરાની પારસી પાર્લામેન્ટ" કરવામાં આવતું હતું. મુલતવી રહેલી સભા બીજે દીવસે તા૦ ૧૬ મી ફેબ્રુવારીએ મલી. એક બીજી મુલતવી રહેલી સભા તા૦ ૧૪મી મેને દીવસે મળી હતી. અને આ ત્રણેક સભાઓમાં ઘણીક બેદાદી અને ત્રસ્ટીઓનું કામ ચલાવવા વિષેનુ અજ્ઞાનપણું જાહેરમાં આવ્યું. આખા હિન્દુસ્તાનમાં જરથોસ્તીઓમાં આ ઝઘડાએ મોટી ચર્ચા જગાડી હતી. તેનો વીગતવાર રીપોર્ટ તે વેળાના "જામે જમશેદ" માં જોવાથી માલમ પડશે. આ સઘળી સભાઓમાં મારા મિત્ર મી. જાંહગીર જમશેદજી વીમાદલાલે એવી બીનસ્વાર્થી મદદ આપી હતી કે, એક સભા વેળા નવસારીમાં તેમનો એક દિકરો ગુજરી જવાથી તેની લાસ અવલમંજલ પોંહોચાડી તુરત તેઓ ત્રેનમાં બેઠા, અને ચાર વાગેની મીટીંગમાં હાજર થયા હતા—જે મોઠી ખબર આ ભાઇએ અમોને સભા બરખાસ્ત થયા પછી કહી હતી.

આ "ફેરસ્તો" ખલાસ થયા પછી "જામે જમશેદ" (તારીખ ૧૮ મી મે ૧૯૦૪) નીચલો ચુકાદો આપે છે:—

## "બીલીમોરાનાં ખટપટનું છેવટ."

## The Bilimora Broil.

"બીલીમોરાની જરથોશ્તી અંજુમન અને તેના ત્રસ્ટીઓ વચ્ચેની ખટપટનું છેવટ આવ્યું છે. લાંબો વખત થયો ત્રસ્ટીઓ સામે ગેરવહીવટ ચલાવવાની ફરીયાદો ઉઠતી હતી, અને બીલીમોરાની જરથોશ્તી વસ્તીનો એક ભાગ તેમના વહીવટથી સંતોષ પામતો જણાતો ન હતો. આ ફરીઆદ કરનારાઓની સંખ્યા જોકે નાની હતી, પણ તે ફરીઆદ કરનારા કેળવણી પામેલા જવાનો જણાય છે. તેમનો હેતુ કોઈ પણ રીતે સ્વાર્થી જણાયો નથી. બીલીમોરાના ગામડયાઓને તેમના લાભો શા છે તે તેઓ સમજાવી શકયા નથી એ દીલગીરી ભરેલું છે. ત્રસ્ટી સાહેબોનો ગેરવહીવટ, જે તેઓને પોતાને કેટલીક બાબતોમાં કબુલ કરવો પડયો છે, તે બહાર લાવવાને આ નાની પક્ષને કેટલી મુશ્કેલી પડવી જોઇયે, એ સમજી શકાય તેમ છે. તો પણ આ નાની પક્ષ તે ગેરવહીવટનો બંદોબસ્ત કરાવવાને એટલે દરજ્જે ફાવી છે કે, તેના પરીણામમાં એકવાર સઘળા ત્રસ્ટીઓને રાજીનામાં વટીક રજુ કરવાની ફરજ પડી હતી--તો જોકે તે પાછળથી પાછાં ખેંચી લેવામાં આવ્યાં છે—અને એક ત્રસ્ટી સાહેબને દુર થવું પડયું છે, તેમજ અંનજુમનની પેહેડી એક ત્રસ્ટીના કુટુંબી મકાનમાંથી જુદી કરવામાં આવી છે. સભામાં ચાલેલી તકરારો ઉપરથી જણાય છે કે, કેટલાક ત્રસ્ટીઓ તો સભાનુ કામ કેમ ચલાવવું એટલું વટીક સમજતા ન હતા; દાખલા તરીકે આગલી સભાની "મીનીટ" વાંચવાનો જે રવઇયો છે તે રવઇયા પ્રમાણે તે જયારે વાંચવા માંડી ત્યારે એક ત્રસ્ટી સાહેબે વાંધો લઇ સભા છોડી ચાલી જવા માગ્યું હતું! વળી એજ ત્રસ્ટી સાહેબ સભાએ એકમતે કરેલો ઠરાવ સ્વીકારવાને ના પાડે છે; સભામાં જેમ ગમે તેમ બોલે છે, તે છતાં તેમને બીલીમોરાના પારસીઓ રાજીનામું પાછું ખેંચી લેવા આગ્રહ કરે છે, એ પણ તેમની સમજશકિતનું તોલ કરવાનો એક અચુક પુરાવો છે! પણ જયારે આ ખટપટનું સમાધાની સાથ છેવટ આવ્યું ત્યારે એ વીશે વધુ બોલવાની કાંઈ અગત્ય જણાતી નથી. સમાધાની સાથ છેવટ લાવવાનું માન જો કે મી૦ નશરવાનજી ફરામજી બીલીમોરીયા ખાટી ગયા છે, તો પણ આ 'ઇગીયનનો તબેલો" સાફ કરવાને મી૦ ડોલાભાઈ શાપુરજી મેઘોરા અને તેમના ગોઠીયાઓએ જે મેહેનત લીધી તે માટે આપણે તેમને ભુલી જવા જોઈતા નથી. તેઓ સઘળા જરથોશ્તી કોમની શાબાશીને પાત્ર છે."

જો કે તુરતવેળા સમાધાની થઈ, પણ તે થોડીજ વારની હતી; કારણ હજી તો ત્રસ્ટડીડની બાબત મુલતવી રહી હતી, અને તે ઉપર ચુથણાં પડવાનાં હતાં. વળી તેજ વર્ષમાં તા૦ ૨૬ મી અકટોબરને દીવસે એક બીજી સભા મળી, જેમાં કેટલુંક ઓછી અગત્યનું કામ આટોપ્યા પછી, તા૦ ૧૬મી એપ્રેલ ૧૯૦૫ ને દીવસે મળેલી સભામાં ત્રસ્ટડીડના ખરડા ઉપર તકરાર ચાલી, પણ સારા ભાગેગે તે સભામાં આગળ જેટલી રસાકસી હતી નહિં. છેવટે તા૦ ૨જી જુલાઇની સભામાં ત્રસ્ટડીડ છેવટનું પસાર થયું, અને તે રજીસ્ટર કરાવવાની અંનજુમને બાહલી આપી. આ કામ ખતમ થયા પછી આ સભાના પ્રમુખ મી૦ મનચેરજી શાપુરજી ટાટા (એક ત્રસ્ટી) એ "મી૦ નશરવાનજી ફરામજી બીલીમોરીયાનો ઉપકાર માનતાં જણાવ્યું કે એવણ સાહેબ દુરવેરથી અત્રે આવી અમુલ્ય મદદ કરતા રહ્યા છે," ઇત્યાદી. આ પછી એક બે વર્ષ સમાધાનીમાં ગયાં તેથી મેં આ હમવતનની સભામાં હાજર થવાનું માંડી વાલ્યું હતું.

પણ સને ૧૯૦૮માં મારી ગેર હાજરીમાં એક રમખાણ એવું જાગ્યું કે તા૦ ૨૩મી ઓગસ્ટે મળેલી સભામાં "સાંજ વર્તમાન" ના રીપોર્ટર હાજર થયા હતા તેમની ઉપર ધુંજારો ચાલ્યો; તેમને સરનશીને બેસવા દીધા નહિં; લગભગ આખી મીજલસ સરનશીનની સામે થઇ; મી૦ કોલાભાઇ શાપુરજી ઉપર ત્રસ્ટીના કોઇ માનીતા પારસીએ હુમલો કરવાની કોશેશ કીધી; છુટથી ગાળગલોચ થવા લાગી, અને બહુ નાપસંદ તોફાની દેખાવો પ્રદીપ્ત થયા! પણ તા૦ ૨૪મી ઓગસ્ટની સભા તો બીલીમોરાની તવારીખમાં "યાદગાર સભા" લેખાશે, કારણ તેના તોફાને સઘળી સભાઓના ઇતિહાસ ઉપર "રૅકૉર્ડ" કીધો છે. આ સભામાં એટલુ બધું તોફાન થયુ કે, રીપોર્ટરની ઉપર હુમલો થયો; તેની ટેબલ ઉરાડી નાંખી, રીપોર્ટ ફાડી નાંખ્યો; નજીસ ગાળો આપી તેનો "જીવ લેવાની" ધમકી અપાઇ," ઇત્યાદી.

(નવસારીનો તા૦ ૧૯મી સપ્ટેમ્બરનો એક તારનો સંદેશો જાહેર કરે છે કે કેટલાક તોફાનીયાઓ ઉપર વૉરંટ નીકળવાથી તેમને બીલીમોરે પકડવામાં આવ્યા છે.)

એવી રીતના કારોબાર માટે વળી ફરીથી ત્રસ્ટીઓમાંનાં બે વધારે ડહાપણવાન શ્રહસ્થો મી૦ બરજોરજી નશરવાનજી મેંગુસી અને મી૦

દાદાભાઇ ધનજીભાઇ ગબાએ રાજીનામાં આપ્યાં હતાં (તા૦ ૧લી જુલાઈ ૧૯૧૦ની સભા) પણ તે પાછાં ખેંચી લેવાયાં હતાં.

* * * *

આખરે જુના વૃધ્ધ ટ્રસ્ટીઓ જેમ જેમ ગુજરતા ગયા અને તેમની જગ્યાએ નવા ટ્રસ્ટીઓ નેમાતા ગયા, તેમ તેમ બીલીમોરાની અંજુમનનો કારોબાર સુધરતો ગયો; અને હાલે, શુક્ર તે પરવરદેગારના, તેનો કારોબાર વગર ખટપટે ચાલે છે.

આ રીતે પાંચેક વર્ષ સુધી મને આ ખટપટમાં ભાગ લેવો પડયો હતો, જે દરમ્યાન ટ્રસ્ટીઓની પક્ષ તરફથી ઘણીક ગાળો તથા ધમકીઓ ખમવી પડી હતી; અને જયારે મારી હાજરી ગામમાં આવતી કે બાજુમાંથી બોલ સંભળાતા હતા કે—"પાપ આવ્યું હો"! તો જોકે વારેવાર ખુદ ટ્રસ્ટીઓએ સભામાં મારે માટે આભારની લાગણી જણાવી હતી.

## મુસાફરી.

એકત્રીસ વર્ષે બંધીવાન છુટો થયો; હવે મુસાફરીના ગ્રહો બેઠા! જ્યાં સુધી પ્રેસની નોકરીમાં હતો ત્યાં સુધી રજા કે આસાએસ જેવું કાંઇ ન હોવાથી કયે જઇ શકાતું ન હતું—એટલાં સુધી કે ઘણીવાર અતલગના ખેશાવંદોને બોટલે-ઉડમણે કે શેઆદી-રામશનીમાં પણ ભાગ લઇ શકાતો ન હતો--પણ હવે છુટો થવાથી ગમે ત્યાં જવાની તક મળી. સને ૧૯૦૪માં અમદાવાદથી મીસીસ હીરાંબાઇ અરદેશર તાતાએ કાંઇ સવાલો પુછાવ્યા, તેના જવાબમાં મેં જે ખુલાસો કીધો, તે ઉપરથી એજન આવ્યું કે, હું કેવી રીતે જીંદગી ગુજારૂં છું તે થોડા દીવસ અમદાવાદ રહીને મારે દેખાડવું! વિચીત્ર માંગણી! મેં તેમને ઉડાવ્યાં; કારણ જેમ આ ખાનગી બાબત હતી, તેમજ મારીપાસે તે વેળા લાંબી મુસાફરીનો ખરચ પણ ન હતો. પણ આ અથોરનાન કુટુમ્બ સાથ પૂર્વ જન્મનો કોઇ મજબુત સંબંધ હશે, તેથી જ્યારે તેમને મેં ના પાડી ત્યારે તુરત બીજી રીતે ત્યાં જવાનો સંજોગ ઉભો થયો. મી. માણેકજી દાદાભાઇ પાંડે, જેઓ બનારસ થીયોસોફીકલ સોસાયટીના વડાં મથકમાં રહેતા હતા, તેઓએ લખ્યું કે મારે તે વર્ષે ક્રીસ્ટમસપર થીયોસોફીકલ સોસાયટીના કન્વેન્શનમાં બનારસ આવવું. મેં જવાબ લખ્યો કે, મને છાતીનુ દર્દ, અને ડીસેમ્બરમાં બનારસની થંડી રૂતુમાં હું થંડો થઇ જાઉં તો! તેની

આગમચ કન્વેન્શનમાં પ્રીન્સ હરીસીંગજી એવી રીતે થંડીમાં ગુજરી ગયા હતા. પણ સરજત છોડતી નથી; ગી. પાંડેએ ત્રેન ભાડુ મોકલી આપીને લખ્યું કે હમણાજ (અકટોબરમાં) આવો ! જ્યારે ખરચ મોકલ્યો ત્યારે ગયા વગર છુટકો રહ્યો નહિં. આશરે એક પખવાડયું રહ્યા પછી જ્યારે પાછો ફર્યો ત્યારે આ તકનો લાભ લઇ પશ્ચિમ તરફનો રસ્તો લીધો; કારણ કે તે માર્ગે અજમેર, એન્ડીકુઇ, અમદાવાદ વગેરે ગામે ધર્મ દીકરી, ધર્મ બેહેનો, વગેરેને મળવાનું હતું. અજમેરથી મીસ ગુલબાનુ અરદેશર "પીતાજી"ને મળવા આતુર હતાં; એન્ડીકુઇમાં મીસીસ સુના બાઈ સોહરાબજી અને મીસીસ ખરશેદબાઇ નાનજી "પ્રિય ભાઇને" મળવા ઇન્તેજાર હતાં, અને અમદાવાદમાં મીસીસ તાતા રાહ જોતાં હતાં.

## એક "ડીટેકટીવ"

બનારસથી આવતાં આગ્રા ખાતે ત્રેન બદલવાની હતી. રાતનો વખત હતો. મજુરે મારો સામાન એક કંમ્પાર્ટમેન્ટમાં ગોઠવ્યો, જ્યાં આગમચથી એક યુરોપીયને ઉંઘાઇને એક બેઠક રોકેલી હતી. આપણ પણ બીજી બેઠક ઉપર પોઢયા. બામદાદમાં પૂર્વમાં ઉગતા પેલા પૂજ્ય આતશી ગોળા ખોરશેદે અમોને ઉઠાડયા. "ગુડ મોર્નીંગ, સર," મેં ઠોકયું. "ગુડ મોર્નીંગ," સાહેબે જવાબ દીધો. અંગ્રેજી રીતભાત મુજબ રૂતુના ખુશનુમાં દેખાવની ગુફ્તેગો પછી, હું કોણ છું, કયાંથી આવ્યો વગેરે સવાલો પુછયા; તે તો સઘળુ ઠીક હતું; પણ જ્યારે સાહેબે બ્રીટીશ સરકાર વિરૂદ્ધ વિચારો જણાવવા માંડયા ત્યારે હું લગાર શંકીલો બન્યો, અને તેણે વકી રાખેલી તેથી ઉલટાજ વિચારો દર્શાવા લાગ્યો. હું જો સરકારની વિરૂધ્ધ મત આપું તો તેના છટકાંમાં સપડાઉં; પણ તેમ ન હતું. પછી વાત બીજી બાબત ઉપર ફરી, અને "સાલ્વેશન આર્મી" યા મુકિત-ફોજ ઉપર ચાલી. અહીં પણ તેની વકીથી ઉલટું બન્યું. મેં તેની તારીફ કરવા માંડી. "જુઓ હલકી વર્ણના હિંદુઓને તેઓ કેવી ઉંચી પંકતીએ ચઢાવે છે ! જે હિંદુઓને કોઇ અડતું નથી તેમને સંસારમાં કેવા ઉંચા દરજ્જા ઉપર લાવે છે ! આ હિંદુઓ વટલ્યા પછી દારૂ, તંબાકુ વગેરે છોડી દે છે; સાદી જીંદગી ગુજારે છે; વધુ સુઘડ બને છે; તેમની મનશકિત ખીલવા સાથ પવિત્રાઇ વધવાથી તેમના ચેહેરા આત્મિક પ્રકાશથી દીપે છે," ઇત્યાદી.

સાહેબ એટલા ખુશ થઇ ગયા કે, "Oh! we are brothers," એમ કહી, પાસેના કમ્પાર્ટમેન્ટમાંથી પોતાના "બોય"ને બોલાવી અમારે બન્ને માટે ચાહ તૈયાર કરવા કહ્યું. તેટલાં અમોએ દાંતન-પાણી કરી લીધું. પેહેલાં તો મને શક પડવાથી મેં ના પાડી, કે રખે કાંઇ નાસ્તામાં જાનવરી પદાર્થ હોય, તેથી ખુલાસો કરી, આનાકાની સાથે, સાહેબની "ઑફર" કબુલ કીધી. એક બીજાનાં નામ-ઠામ પુછતાં, છેવટે, ખુલાસો થયો કે સાહેબ તો કેથા બેન્ડીકુઇના પોલીસ ઇન્સપેક્ટર હતા! અમો બેઉ એકજ ઠેકાણે ઉતરવાના હતા, એટલે આ સાહેબે મને ફરીથી પોતાના મકાનમાં મળવા જણાવ્યું હતું. પણ એકવાર મુલાકાત લેવાની ગોઠવણ કરવા છતાં તેમને મલી શકાયું નહિં.

### ભટકતા સાધુઓની સંગતનો બીજો ભોગ.

આ મથકે માત્ર એક બે દિવસ રહેવાનો હતો, પણ જ્યાં ઉતર્યો ત્યાં યજમાનો એટલાં ખુશી થતાં હતાં કે નીમેલા વખત કરતાં તેઓ બમણો વખત મને અટકાવતાં હતાં, અને તા. ૨૭ નવેમ્બરે મીસીસ બેઝેંટને મુંબઇમાં મળવાની ગોઠવણ રદ ગઇ, કારણ હું છેક તા. ૧૦મીએ જઇ પોંહોંચ્યો હતો. અજમેરમાં બે કલાક ઉતરવાની ગોઠવણ હતી ત્યાં બે દીવસ રહેવું પડયું; સબબ એક વીધવા જરથોસ્તી બુઝોર્ગ બાઇ, જરથોસ્તી સાધનોની ગેરહાજરીમાં, પોતાના ફરજંદો ધાર્મિક નીકળે એવું જોવાને, પંડીતોને રોકી યોગ વિધાનો અભ્યાસ કરાવતાં હતાં! તેમનો એક જુવાન દિકરો અને જુવાન દિકરી "ધ્યાન"માં બેસે તે તો સમજ્યા, પણ સાત આઠ વર્ષની બે નબીરીઓને પણ આ કામમાં રોકાયલી જોઇ મારી અજાયબીનો પાર રહ્યો નહિં! આ કુટુમ્બને સીધો માર્ગ દર્શાવી હું અમદાવાદ આવ્યો. અત્રે મારે જણાવવું જોઇયે કે, "પુત્રી" ગુલબાનુ જેણે માત્ર ૨૧ વર્ષની ઉમરે પાછળથી "અષોઇ" ઉપર એક પુસ્તક લખ્યું હતું, તેણે પોતાનો માર્ગ બદલ્યો, પણ તેમના કમતાલે ભાઇએ ભટકતા સાધુઓની સોબતમાં બેસવાનું ચાલુ રાખવાથી, તે આડે માર્ગે ઉતરી પડયો, અને, સાધુઓના "નાર્કોટીક" કેફી વ્યસનને વશ થઇ આપઘાતને શરણ થયો! [તેમના રૂહને શાન્તિ હોજો!]

### આગળ મુસાફરી.

એક અઠવાડયું અમદાવાદમાં રહ્યા પછી તા. ૧૦મીએ મુંબઇ આવ્યો, જે દરમ્યાન મીસીસ હીરાંબાઇ તાતાએ મારી બરોબર પરિક્ષા લીધી હતી.

આ બાનુ જે સવાલો પુછતાં હતાં તે વેહેવારૂ હતા, એટલુંજ નહિ, પણ ઉંચી જીંદગી ગુજારવાને લગતા હતા.

જીંદગી ભોગવવાને લગતા કેટલાક સવાલો જેથી એક કોપી બુક ભરેલી હતી તેનો નિર્ણય થયા પછી મીસીસ હીરાંબાઇએ મને પુછ્યું કે "મારૂ દીલ સંસાર ઉપર લાગતું નથી, તેથી મને મીસીસ બેઝેંટ સાથ રહી કામ કરવા ગમે છે તે કેવી રીતે કરવું?"* આ સવાલ તે વેળા મને એક ઉમદા "સેન્ટીમેન્ટ" જેવો લાગ્યો, કારણકે આ બાઇએ તે વેળા તેવું સાહિત્ય વાંચેલું ન હતું, તેમજ મીસીસ બેઝેંટની જીંદગીની બારાખડી પણ ખબર ન હતી; માત્ર વર્તમાનપત્રોના રિપોર્ટ ઉપરથી તે દોરવાયાં હતાં. મેં જવાબ દીધો: "જો ખુદાને જલદી મળવું હોય તો કરમસંજોગે જેની સાથે સંબંધ જોડાયો તેની (પતિની) સેવા કરો, ભક્તિ કરો; પતિની સેવા તે ખુદાની સેવા-પછી તે પતિ ગમે તેવો લુચ્ચો, ચોટો, છાકટો, જુગારી કે ખરાબ માણુસ હોય. તમારો પતિ તો એમાંનો કોઇ પણ નથી. તેનું કરજ પેહેલાં અદા કરો." આ પછી તેઓ થીયોસોફીનો અભ્યાસ કરવા લાગ્યાં હતાં.

આ પછી મુંબઇ આવ્યો; અને બીજે વર્ષે ૧૯૦૫ના મે મહીનાની શરૂઆતમાં મેશર્સ પેસ્તનજી ધનજીભાઇ મહાલક્ષ્મીવાળા તથા જાંહગીર વીમાદલાલ સાથ કરાંચી તથા સીંધ હૈદરાબાદ તરફ ભાષણની સેહેલગાહે નીકલ્યા હતા; પણ મી૰ પેસ્તનજીને દરીયો લાગવાથી બીમાર પડી ગયા, અને કરાંચી ઉતર્યા પછી વધારે બીમાર પડી ગયાથી, તેમને રેલવે મારફત તુરતજ પાછા મુંબઇ આવવું પડયું હતું.

---

* જે કાંઈ સરજત હોય તે ટળતી નથી. વારેવારની અમારી બનારસ તથા અડયારની મુલાકાતથી મીસીસ બેઝેંટ સાથ ઓળખાણ પડી, અને વખત જતાં સને ૧૯૧૬ થી મીસીસ હીરાંબાઇ રાજદ્વારી કામમાં ભાગ લેવા લાગ્યાં. આ હકીકત જયારે લખતો હતો ત્યારે મીસ મીઠાંએ બી. એ.ની પરિક્ષા પાસ કીધી, અને મીસીસ હીરાંબાઇ અને મીસ મીઠાં તા. ૨૭ ઓગસ્ટ ૧૯૧૯ ને દીવસે "વીમેન્સ ફ્રેન્ચાઈઝ"નો હક મેળવવાની લડતમાં ઈંગ્લાંડ ઉપડી ગયાં, જ્યાં મીસીસ બેઝંટ રાજદ્વારી લડત માટે આગમચથી સીધારેલાં હતાં. આ રીતે પંદર વર્ષે મીસીસ હીરાંબાઇની ઉમેદ બર આવી છે!

## અમદાવાદ.

બહારગામથી મુંબઇ આવું કે બીમાર પડું. ચોમાસા અને શીયાળામાં ખાસ બીમારીનું જોર વધતું. તે પ્રમાણે ચોમાસામાં બીમારી વધી. મી. જાંહગીર જ. વીમાદલાલ તે વેળા "લેકચરીંગ ટુર" ઉપર નીકળ્યા ત્યારે મને અમદાવાદમાં કોઇ ઓળખીતું હોય તેની ઓળખ માંગી. મેં મી૦ અરદેશર તાતાની ઓળખ આપી. ત્યાં જઇ આ કુટુંમ્બને મારી હકીકત કહેવાથી, ભાષણો ખલાસ થયા પછી આ આખું કુટુમ્બ, મી૦ અને મીસીસ તાતા, તેમની નાની બુચી મીઠાં, અને મી. વીમાદલાલ સર્વે બીલીમોરે, જયાં હું હવાના ફેરફાર અર્થે આવેલો હતો, ત્યાં ઉતરી પડયા, અને મને મારી ફેમીલી સાથે અમદાવાદ ઘસડી ગયાં. મારી સાથ મારાં ધણીયાણી, એક દિકરો નવલ, અને નબીરો શાપુર હતાં, તેમને પણ સાથે લીધાં. મને દવા કરાવવા માંડી. તે દરમ્યાન મીસીસ હીરાંબાઇએ મારી ઉપર આ જમાનાનું વર્તન ચલાવવા માંડયું. મોટો તકીયો આપી મને કોચ ઉપર બેસાડે; પોતે The Voice of the Silence પાસે ખુરશી માંડી સમજવા માંગે, તે કોરી કોપી ઉપર ઉતારે; અને અભ્યાસ કરે. મારી બીમારી કમી થતાં મારાં ધણીયાણી છોકરાંઓ સાથ મુંબઇ વીદાય થયાં.

"The Voice of the Silence"ની આખી ચોપડીનો તરજુમો થયો, તે વારેવાર તપાસી અને "ગેબી આવાજ"ને નામે પ્રગટ કરવાનુ નકી થયું.

પણ હવે મારૂં શું? આ ભલાં કુટુમ્બે મારી સંસારી હાલત કલ્પી લીધી હતી; તેથી એક દિવસે નાસ્તા ઉપર મી૦ અરદેશરે મને દરખાસ્ત મુકી કે, "નશરવાનજી બાવા, હીરાંબાઇ જાણે તમારી દિકરી, હું જાણે તમારો જમાઇ, અને હવે તમો જીવો ત્યાં લગી અમારી સાથેજ રહો"! ઓ પરવરદેગાર! મારી આંખોમાં આભારનાં આંશું આવી ગયાં, અને હ્રદય ભરાઇ આવ્યું. કે જ્યારે મારાં પોતાનાં કહેવાતાં સગાંવહાલાં મને ચાહતાં નથી, ત્યારે આ માંગણી કેવા પ્રકારની? કાંઈ પણ વિચાર કીધા વગર મારા મોહમાંથી શબ્દો નીકળી પડયા કે, "હા, તે માટે હું હંમેશગીનો તમારો કરજદાર રહીશ; પણ દુનિયાંના લોકો શું વિચારશે?" જવાબ પાછો મલ્યો કે, "હવે તો તમો ઘરડા થયલા એટલે ફીકર શાની?" મેં કહ્યુ, "પણ દુનિયાંને તમો હજી પીછાનતા નથી!"

ધ્યાનમાં રાખવું કે, મારા પ્રારબ્ધમાં મારાં કુટુમ્બનુ કરજ ભરપાઇ કરવાનું હજી ઘણુ બાકી રહેલું હતું, તેથી આવી તક મેં વારેવાર એજ પ્રમાણે ખોહી હતી. એક વાર કરનલ ઑલકટે મને "થીયોસોફીસ્ટ"ના એડીટોર્યલ સ્ટાફમાં અમુક પગાર અને પોતાના ગજવામાંથી અમુક રકમ આપવા કહી અડયાર બોલાવ્યો હતો, અને આ માંગણી પણ કાંઇપણુ વિચાર કર્યો વગર, નહિં સ્વીકારવા માટે મને પસ્તાવું પડે છે. પણ મારાં કુટુમ્બનુ કરજ ચુકવવાનુ મારે માથે બહુ બાકી રહેલું હતું, તેથી આ માંગણીઓનો અસ્વીકાર થયો હોય એમ મને લાગે છે.

પણ આ અમદાવાદી કુટુમ્બ મને મુંબઇ આવવા દે નહિં. મારાં સુખને માટે જેટલુ બને તેટલુ તેઓએ કીધું. મારાં કપડાં-લત્તાં સઘળુ પોતાના કબજામાં લીધું, અને મારી એકે એક પાઇની જરૂર પોતે પુરી પાડવા લાગ્યાં. જીંદગીમાં નહિં અનુભવેલુ સઘલુ સુખ આપવાને કાંઈ બાકી રાખ્યું નહિં, અને ગોયા મને જીવતું બેહેસ્ત આપવાની દરેક કોશેશ કીધી. ખુદાની બક્ષેશ મોટી છે, પણ તે લેવાને આપણા હાથ બહુજ નાના છે! તેમ આસપાસ સુખના ગમે તેવાં સાધનો છતાં મને અંતરમાં કાંઇ બેચેની અને અણુગમાની લાગણી થયા કરતી હતી. એવી રીતે છ મહીના પસાર થયા!

આખરે જ્યારે મી૦ સી. ડબ્લ્યુ. લેડબીટર અમદાવાદમાં ૧૯૦૬ના માર્ચમાં ભાષણ કરવા આવ્યા ત્યારે અમારા પહરોણા દાખલ રહ્યા હતા, તેમની સાથે મુંબઇ આવવા નીકળ્યો પણ તે પેહેલાં મને ઘણા કાલાવાલા અને મીનતગુજારી કરવી પડી હતી. મને માત્ર થોડા વખતની "રજા" આપી! અને જ્યારે મારી ટ્રેને ચાલવા માંડયું ત્યારે અરદેશર, હીરાંબાઇ, મીઠાં અને આયા સુધ્ધાંની આંખો દલગીરીનાં આંસુથી ભરાયલી સ્પષ્ટ માલમ પડતી હતી. પણ તેમને છોડવાને મને કેટલુ દુ:ખ ઉપજ્યું હશે?

મુંબઇ આવ્યા પછી તનદરોસ્તી પાછી બગડી, તેથી આ વખતે અમદાવાદ જવાને બદલે નવસારી મારા દિકરા અરદેશરને ઘર થોડો વખત જઇ રહ્યો. પણ "રજા" ઉપર અમદાવાદથી આવેલો હોવાથી તે રજા પુરી થઇ. થોડા દીવસ અહિં રહી, બહારો બહાર પાછો અમદાવાદ ગયો.

થોડો વખત દેવલાલી, નવસારી વગેરે ઠેકાણે આ તાતા કુટુમ્બ સાથ કાઢયા પછી—

## કર્નલ ઑલ્કટની છેલ્લી બીમારી

વેળા સને ૧૯૦૯ના જાનેવારી મહિનામાં એકાએક એક રાત્રે વાત કરતાં એવું ઠર્યું કે કર્નલ ઑલ્કટ લાંબો વખત થયો નબળાં હૃદયને લીધે પીડાય છે, અને કેટલીકવાર તેમની જીવવાની આશા પણ ડાકટરે છોડી હતી, તેમની મુલાકાત લેવી. તેજ રાત્રે મુંબઈ સગાંઓ ઉપર ટેલીગ્રામ કીધો કે "અમો આવીયે છિયે, તમો મદ્રાસ જવા તૈયાર થજો." એક સંગ કર્નલને જોવા અડયાર ચાલ્યો. અમો ત્યાં હતાં તે દરમ્યાન કર્નલની હાલત કેવી હતી તે જુઓ. એવું ઠરાવેલું હતું કે થીયોસોફીકલ સોસાયટીના આ ભલા સ્થાપક ગુજરી જાય તો એક હિંદુ, એક પારસી, એક ક્રિશ્ચીયન વગેરેએ તેમની લાસ આગળ પોતપોતાના ધર્મ શાસ્ત્રમાંથી "કરદા જણવા." તેથી રાત્રે મને ચેતાવવામાં આવે કે, "હવે કર્નલ રાત કાઢે નહિ, માટે તમો તૈયાર રહેજો," અને હું પવિત્ર ગાથામાંથી પેરેગ્રાફો ચુંટી મુકું, પણ બાપદાદમાં ખબર કાઢતાં માલમ પડે કે, "કરનલ તો ઈઝીચૅર ઉપર પડી ન્યુસપેપર વાંચે છે!" તેમની હાલત અનીશ્ચિત હતી! વળી એવું જણાવવામાં આવ્યું કે એવી હાલત તો મહિનાઓ થયા ચાલુ છે, અને હજી કેટલો વખત રહેશે તે કોઇ કહી શકતું ન હતું. મીસીસ બેઝૅંટ અને બીજાંઓ આ બુઝોર્ગ રથેસ્તારની રાતદિવસ સારવાર કરતાં હતાં. તેમને મલી ભેટીને હવે સઘળા પાછાં મુંબઇ ફરવાની તૈયારી કરવા લાગ્યાં; પણ હવે મારે કેમ કરવું? ડા૦ ઈંગ્લીશ અને બીજાઓ મને ત્યાં રહેવા માટે આગ્રહ કરવા લાગ્યાં, તેઓએ પણ જોઇ લીધું હતું કે મારી પોતાની સામાન્ય હાલત કાંઇ ઘણી સારી ન હતી; તેથી મારાથી પણ એકલો રહી શકાય એવું ન હોવાથી એવું ઠરાવ્યું કે મુંબઇથી એક બીજા જરથોસ્તીને બોલાવીને રાખીયે. મી૦ જાલ રૂસ્તમજી આરિયાને બોલાવવામાં આવ્યા, જેઓ તે પછી જાથુક અડયારના પવિત્ર ધામમાં આજ સુધી રહેવાને નસીબવાન નીવડયા છે!

આ પછી પાછો ફરતાં અમોએ દખણ હૈદરાબાદ, સીકંદરાબાદ, પુણા વગેરેની મુલાકાત લીધી હતી. વળી એજ વર્ષ ૧૯૦૭ના ડીસેમ્બર માસમાં

તા. ૨૧મીએ બનારસના થીઓસોફીકલ કન્વેન્શનમાં હાજર થવાને રસ્તે પડયાં, પણ તે આગમચ મુંબઇ, બીલીમોરા, નવસારી વગેરેની નાની નાની ઘણી "ત્રીપ" થઇ હતી. બનારસ જતાં દીલ્લી, આગ્રા વગેરે પુરાણા ઇતિહાસીક શહેરોની મુલાકાત લઇ જાણી લીધું કે અસલના રાજા પ્રજાઓને માટે સ્કુલના ઇતિહાસોમાં જે એવું શીખવવામાં આવ્યું હતું કે તેઓ સઘળા "જંગલી અને અજ્ઞાન" હતા, તે બીના ખોટી હતી!

## નાદરની હંમેશની ખોટ!

આ લાંબી અને બહુજ લાભકારી મુસાફરી,—જે સઘળી મુસાફરીઓ માટે હું મારાં અઝીઝ મિત્રો તાતા કુટુમ્બનો હંમેશનો હેશાનમંદ થયો છું—તે પછી એકવાર ફરીથી પુણા વગેરેની મુલાકાત લઇ મેં માની લીધું કે હવે મારૂં ઘર સમાધાન થયું છે, તેથી મારે ઠામે ઠામ ભટકવાને બદલે હવે એકદમ "ગોશેનશીન" અથવા એકાંતવાસ થવું. પણ મારૂં પ્રારબ્ધ મારા સેખસલ્લી જેવા ઇરાદા ઉપર હસતું હતું! પ્રેસ અને ઘરસંસારની કેટલીક ગોઠવણ કીધા પછી, ગાંસડા-પોટલાં બાંધી, આપણ તો બીલીમોરે જાથુક રહેવા ચાલ્યા. એક અઠવાડયું નહિં ગયું—હજી તો સરંજામ છોડવાનો હતો—તેટલાં ટેલીગ્રામ આવ્યો કે નાદરશાહ ઘાસ્તની ભરેલી હાલતમાં છે, તેથી સામાન એમજ રહેવા દઇ, હું તથા મારાં ઘણીયાણી જે મારી સાથે હતાં તે તુરત પાછાં તા૦ ૨૫ મી એપ્રેલે મુંબઇ દોડી આવ્યાં. સારવાર કરવામાં કાંઇ બાકી રાખ્યું નહિં, પણ તા૦ ૨૯ મી એપ્રેલને દીવસે નાદરશાહ હક થયા! આખરે જુદાઇ!

આમ શામાટે બન્યું? હવેજ મારી આફતો ખરેખરી આફતો તરીકે મને લાગવા માંડી. આ વખતથીજ, અરે! આસાએસ અને એકાંતવાસને બદલે, હું વધારે આફતમાં ગીરફતાર થયો!

પાયદસ્ત વેળા મારી પાસ પૈસા નહિં! જે થોડા હતા તે નાદરની માંદગી વેળા સઘળા ખરચાઇ ગયા હતા. પણ પેલો મારો રક્ષક! ખુદા શું મને તજી દેશે? કદી નહિં! એટલે આવેલા એક દુરના સગાએ લાસને સેઝદો કીધા પછી મારી નજદીક આવી એક સો રૂપીયાની નોટ કોઇ નહિં જાણે તેમ મારી મુઠીમાં ઠસાવી દીધી આ ખુદા! શી કરામત!

## " ધી જાંહગીર બહમનજી પીતીત બીલીમોરા નેટીવ જનરલ લાઇબ્રેરી અને પબ્લીક હોલ."

ઘરમાં ગમે તેવી આફત હોય, પણ જાહેર સેવા અટકતી નહતી. બીલીમોરા રીડીંગરૂમ અને લાઇબ્રેરીને માટે એક લાયક મકાન બાંધવા માટે બીલીમોરાના એક બે શ્રીમંતોને મેં વિનંતી કીધેલી, પણ સાહિત્યની કદરશનાશી હજી નહિ હોવાથી અહીં મને ફતેહ મલી નહિ હતી; વળી મારી જાણ વગર લાઇબ્રેરીના એક બે સભાસદોએ મી૦ "બેહરામજી જીજીભાઇ" (રૂસ્તમજી નાનાભાઇ) ને અરજ કરવાથી એક મકાન બંધાય એવો સંભવ હતો; પણ કામ લેવાની કુનેહ ન હોવાથી આ તક ગુમાવવામાં આવી હતી. ત્યાર પછી મને ખબર મલી કે મી૦ જાંહગીર બહમનજી પીતીતનો ઇરાદો કોઇ લાઇબ્રેરીને પોતાનું નામ આપવાનો છે, તેથી હું આ શ્રીમંત અને ઉદાર ગ્રહસ્થને મલ્યો, અને શરૂઆતમાં નામ બહાર નહિં પાડવાની શરતે પત્ર વેહેવાર ચાલ્યો. રૂપીઆ પાંચ હજારનું મકાન બાંધી લાઇબ્રેરીને મી૦ જાંહગીરનું નામ આપવાનું હતું. આ માટે સભાસદોની મીટીંગો ભરી ત્યાં ઠરાવો પસાર કરાવવા માટે વારેવાર બીલીમોરે જવું પડતું હતું. અહીં થોડી મુશકેલી વધી. પારસી અંજુમનના જે ટ્રસ્ટીઓ આ લાઇબ્રેરીના મેમબરો હતા, તેઓએ આગલી અંગત લાગણી બહાર લાવી, મારી સામે બચાં જેવી હરકતો નાંખવા માંડી. જમીન વેચાતી લેતી વખતે, મકાન બાંધતી વખતે, અને જયારે તક મલે ત્યારે, આ ટ્રસ્ટીઓ અને તેમના લાગતા વળગતાઓ, જેમ ગમે તેમ અફવા ઉડાવતા હતા. એક ટ્રસ્ટી તો મુછપર તાવ દઇ મહોલ્લા વચ્ચે ઉભા રહી બોલતા હતા કે, "આ સઘળું તોફાન પેલો દાઢીવાળો સાધુ કરાવી રહ્યો છે, પણ હું તો જોઉં કે કોણ (ગાળ દઇને) લાઇબ્રેરી બંધાવે છે," ઇત્યાદી. મી૦ જાંહગીર પીતીત ઉપર ધમકીનાં અને નનામાં પત્રો લખાયા; જેથી આ ગ્રહસ્થ પોતાની ઑફર ખેંચી લેવા વારેવાર તૈયાર થતા, પણ તેમની ઓફીસમાં જઇ વારેવાર તેમને મનાવી લેવામાં આવતા, અને હું કહેતો હતો કે જાહેર કામો તો પ્રજાની ગાળો ખમ્યા વગર થાય નહિં, અને આપણી તો ફરજ છે કે જેટલી બને તેટલી વધારે ગાળો ખમવી! પરિણામે રૂપીઆ પાંચ હજારની રકમ વધતાં વધતાં રૂપીઆ દસ હજાર મકાન પુરૂં થતાં મી૦ જાંહગીરે ખુશી સાથ કહાડી આપ્યા, અને મકાન તૈયાર થવાથી તા૦ ૧૫મી ડીસેમ્બર ૧૯૦૮ ને દીવસે ખુલ્લું મુકાયું.

બીલીમોરાએ આ દીવસે તેહેવાર કરતાં વધારે સરસ શણગાર સજયો હતો. એક ભવ્ય મંડપ આ રસ્તે કરવામાં આવ્યો હતો; નવસારીથી સુબા સાહેબ યુસુફઅલીની સ્વારી આવી હતી; એક બેન્ડ પણ હાજર હતું; મી૦ અને મીસીસ જાંહગીર બહમનજી પીતીત અને પહેરોણાઓ, તેમજ બહારગામ રહેલા બીલીમોરીયા ગ્રહસ્થોની હાજરીથી બીલીમોરા ગાજી રહ્યું હતું. બપોર પછી એક સુંદર મેળાવડો જામ્યો હતો, જેમાં લાઇબ્રેરીના કામમાં હરકત નાખનારા ગ્રહસ્થો અને સઘળા ત્રસ્ટીઓ પણ અનાયાસે આવી મલ્યા! સુબા સાહેબને પ્રમુખસ્થાન આપ્યું; મી૦ કાવસજી જમશેદજી મેંગુસી (સોલીસીટરે) આ લાઇબ્રેરીનો ઇતિહાસ વાંચ્યો, મી૦ બરજોરજી નશરવાનજી મેંગુસી (વાઇસ પ્રેસીડન્ટે) મી૦ જાંહગીરને એનાયત થયલું માનપત્ર વાંચ્યું; પ્રમુખે એક નાનુ ભાષણ કીધું; મીસીસ જાઇજી જાંહગીરે લાઇબ્રેરીનું મકાન ખુલ્લું મુકયું. મેં આ બન્ને સદ્દજનોનો લાઇબ્રેરીના સભાસદો અને બીલીમોરાના શહેરીઓ તરફથી આભાર માન્યો; મી૦ જાંહગીરે તેનો ઘટતા શબ્દોમાં જવાબ આપ્યો; અને શાલો, ફુલતોરા વગેરેની ભેટ થયા પછી મેળાવડો હસીખુશી સાથ બરખાસ્ત થયો હતો.

પણ આ સઘળું પેલા મુછપર તાવ દેનાર ગૃહસ્થથી કેમ જોઇ શકાય? તેણે પોતાના ઘરમાં જઇ "લાઇબ્રેરી બંધાવનારા" ને "શાલ પામરી" ઓઢારવા માંડી. પણ જો બીલીમોરાની પારસી અંજુમન તરફથી મી૦ પીતીતને એમજ પસાર થવા દે તો ખોટુ લાગે, તેથી બારમે કલાકે (છેક સાંજે) ખાનગીમાં ત્રસ્ટી સાહેબોએ નકી કીધું કે કોમ તરફથી એક માનપત્ર મી૦ જાંહગીરને બીજે દીવસે આપવું. ઉતાવળમાં માનપત્ર લખી કાઢયું; આદરીયાનના મકાનમાં મી૦ જાંહગીરને બીજે દીવસે બોલાવ્યા; સાંજે જે ગ્રહસ્થ પીતીત ખાનદાનને ગાળો દેતા હતા, તેજ ગ્રહસ્થ, જાહેરમાં બોલવાના અભખરાને લીધે, આ માનપત્ર આપતી વેળા જયારે પીતીત ખાનદાનની કીર્તિનાં ગીત ગાવા ઉભા, ત્યારે તેની Hypocrisy ઉપર મારે હસવું કે શું કરવું તે હું સમજી શકયો નહિ!

આ લાઇબ્રેરીમાં મી૦ ખોદાદાદ રતનજી વાછાએ પોતાના પીતાની એક કીમતી લાઇબ્રેરી આપી દીધી હતી, અને બીજા ગ્રહસ્થોની પણ જુદી જુદી મદદોથી, તે આજે ગાયકવાડ રાજયમાં પેહેલા વર્ગની લાઇબ્રેરીઓમાં મુકાય છે.

એ ખાતાંને ખંતથી આગળ વધારનારાઓમાં નીચલાં નામો મારે ભુલી જવાં જોઇતાં નથીઃ—

મી૦ સોરાબજી જામાસ્પજી વર્કીંગએક્ષવાળા, મી૦ બરજોરજી નશરવાનજી મેંગુસી, મી૦ કાવશજી મનચેરજી વાડીયા, મી૦ દાદાભાઇ માણેકજી ભુતિયા, જેઓએ શરૂઆતથી આખેર સુધી બહુ બીનસ્વાર્થી સેવા બજાવી હતી.

## થીઓસોફીકલ સોસાયટી તરફ એક નજર.

જોકે આ સખ્તી રોકાનો અને ચાલુ માંદગીને લીધે મારાથી લૉજમાં નિયમીત હાજરી આપવાને બનતું ન હતું, તે છતાં તે તરફનો મારો ચાહ અને કાર્યો ઓછાં થયાં ન હતાં. અમારી બ્લૅવાટસ્કી લોજ હિંદની પેહેલી તેમજ ધીકતી લોજ હોવાને લીધે તે ઘણાક ભલા, ભોળા, અને પાખંડી લોકોનુ ધ્યાન ખેચનારી લૉજ હતી; અને તેટલા માટે કેટલાક લોકો તેનો અઘટીત લાભ પણ લેતા હતા. જેમાં માત્ર સ્થાનીકજ નહિં, પણ દેશાવરના લોકો પણ હતા, કેટલાક તો મેમ્બર હોય કે નહી હોય તોપણ કલાસ ચલાવવાને બહાને કે ભાષણ અથવા વ્યાખ્યાન કરવાને બહાને, મંડળીના કાયદાથી ઉલટી રીતે, " ઘર બેઠાં ગ્રહ પખોડી લેવા " આવતા હતા--ખુદ મંડળીનાં સ્થાપકોની બદગોઇ કરી, ગાળો દઇ જતા હતા ! કારણ કે અમો " ભાઇબંધી "નો તરીકો પાળતા હતા ! એક પંડીત આ કામ બહુ સીફ્તથી અને યુકિતથી કરતા હતા. આ પંડીતને કર્નલ ઑલકટે એકવાર રજાસુદ આપેલી, પણ માફ માગી તે પાછો આ મંડળીમાં દાખલ થઇ ઇન્સ્પેકટરનો ઓધો મેળવવામાં ફતેહ પામ્યો હતો. આગળ આપણુ જોઇ ગયા છિયે કે સોસાયટીની વિરૂદ્ધ ઘણુ કરી બ્રાહ્મણ, મોબેદ કે પાદરી વર્ગ હતા. અને તેજ પ્રમાણે આ બ્રાહ્મણ પંડીત સોસાયટીનો પગાર ખાય, મેમ્બરોને પૈસે શહેરે શહેરની લોજોમાં મિષ્ટાન અને ફળફલાદીની મજોહ ઉડાવે, અને તેજ મંડળીનાં સ્થાપકોની અવગણુના કરી મેમ્બરોમાં વસવસો ઉત્પન્ન કરે ! વર્ષમાં એકથી વધુ વાર તે હમેશ ભાષણ કરવાને બહાને મુંબઇ આવતો; એકાંત બંગલાઓમાં ઉતારો લેતો; આગેવાન મેમ્બરોને હાથમાં લેતો; તેઓને પોતાની ખાનગી " પૂજા " માં દાખલ કરતો; ત્યાં શું વશીકરણ ચાલતું તે આપણુ કહી શકતા નથી; પણ જેટલાં બદવાડીયાં સ્હેલ હતો તેટલાં બદવાડીયાં

મજાહ ઉડાવતો હતો. તેણે "ભગવદ ગીતા" ના થોડાક અધ્યાયો ઉપર બેશક કાબુ મેળવ્યો હતો, અને તેની ઉપર તે વ્યાખ્યાનો આપતો હતો, પણ ભાષણ દરમ્યાન યુકિતથી તે મોઘમમાં ઇસારા કરી મંડળીના આગેવાનો સામે તરેહવાર કટાક્ષ કરતો હતો. તેનાં વ્યાખ્યાનોમાં એકને એક જાતનુ પીંજન હતુ—વર્ષો સુધીનાં તેના વ્યાખ્યાનોમાં મને કાંઇ નવું જાણવાનું મલતું ન હતું, તે છતાં નવા મેમ્બરોને તે નવાં લાગવાથી, લૉજ આ ખરચને બહાલી આપતી હતી. મામલો બેહેકયો; અને પંડીતજીએ અતેરૂ કરવા માંડયું, જેથી જુના મેમ્બરો બહુ કચવાવા લાગ્યા, પણ લોજના પ્રમુખ કે કોઇ મેમ્બરની પ્રોટેસ્ટ કરવાની હિંમત ચાલી નહિ; એક દિવસ હું આ તમાશો જોવા ધીમે ધીમે ગયો હતો. જ્યારે પંડીતજીના કટાક્ષથી મેમ્બરો કચવાયલાં મોહોડાં કરી એક બીજાને આંખ મારવા લાગ્યા, પણ એક હરફ બોલવાની કોઇની હિમ્મત ચાલી નહિ, ત્યારે મેં એક પ્રોટેસ્ટ લખી કહાડયો, અને બીજા ભાઇઓની સહી માંગી; પણ તેબી જ્યારે કોઇએ આપી નહિં, ત્યારે મેં એકલાએ તે પ્રોટેસ્ટ પંડીત ઉપર મોકલી તેની નકલ હેડકવાર્ટસ (વડા મથક) બનારસ ખાતે મોકલી આપી. બીજે દિવસે બીજા મેમ્બરોએ જુદો પત્ર લખ્યો, જેનો નફટાઇથી જવાબ દેવામાં આવ્યો કે "હું તો લાંબો વખત થયો એમ કરતો આવ્યો છું." પરિણામ એ આવ્યું કે તે પછી તેમની સંઘના સઘળાઓનો સંબંધ સોસાયટીથી છુટો થયો.

## "ઑઇલ-પેન્ટ" સબી.

સને ૧૯૧૦ માં જ્યારે અડયાર ખાતે કન્વેન્શન મલ્યું ત્યારે તેમાં સામેલ થવાને હું ભાગ્યશાળી થયો હતો. મને હુન્નર (ચિત્રકળા) ઉપર બહુ ભાવ હોવાથી, મીસ ફુલર, જેઓ આ વડાં મથક ખાતે "મહાત્માઓ" ના અને બીજાં આગેવાન થીઓસોફીસ્ટોનાં ચિત્રો બનાવવાને રોકાયલાં હતાં, તેમનો હું "સ્ટુડીયો" જોવા માંગતો હતો, તેથી એક "વીઝીટ" ની ગોઠવણ કીધી. મારી સાથ એક સ્વીટઝરલેન્ડનાં બાનુ આર્ટીસ્ટ જે ડેલીગેટ તરીકે આવેલાં હતાં તે જોડાયાં. હું સ્ટુડીયો તપાસવામાં રોકાયો તેટલાં આ બે બાનુઓએ મારૂ ચિત્ર બનાવવાનો મનસુબો કીધો. મને મીસ ફુલરે પુછ્યું કે, "તમો એક સીટીંગ આપશો ?" આ સવાલ અને

મારા જવાબ વચ્ચે જે વખત હતો તે એટલો થોડો હતો કે મારે શું જવાબ આપવો તેના ગભરાટમાં હું પડયો. જો ના પાડું તો તેમને અપમાન થાય; જો હા પાડુ અને તે ચિત્ર વેચવા મને માગણી કરે તો પૈસા કયાંથી લાઉં? આ સવાલનો ચુકાદો એક બે સેકન્ડમાં કરી નાખવાનો હતો. જે બને તે ખરૂં! "If you please," (જેમ તમારી મરજી) મેં જવાબ દીધો. તુરત મને એક ઠેકાણે બેસાડયો, અને ત્રણ જણા મારો ચેહેરો કંતાન ઉપર લેવા રોકાઈ ગયાં. મીસ ફુલર, પેલી સ્વીસ લેડી, અને ફુલરનો એક ચેલો. આશરે એક કલાક બેઠો; પણ કામ અધુરૂં રહેવાથી બીજે દિવસે બોલાવ્યો. ત્રણ ચિત્રો તૈયાર થયાં, જેમાંનું મીસ ફુલરે પોતાના સ્ટુડીયોમાં આગેવાન થીયોસોફીસ્ટોના ચિત્રો વચ્ચે ગોઠવ્યું (જે હજી ત્યાં છે એમ હું ધારૂં છું); બીજું પેલાં સ્વીસ બાઇ સ્વીટઝરલેન્ડની પોતાની લૉજ માટે લઇ ગયાં; અને મીસ ફુલરના ચેલાએ રંગેલુ ચિત્ર, મને નામની કિમ્મતે આપ્યું, જે હમણા મારી ટેબલ સન્મુખ છે.

## એક ગેબી હાજરી!

સને ૧૯૧૪ ના ક્રીસ્ટમસની બામદાદ હતી. અડયાર ખાતે થીયોસોફીકલ સોસાયટીનાં વડા મથકમાં જરથોસ્તીઓના ઉતારા માટે એક મકાન બંધાઇ તૈયાર થવાથી તેનઃ વાસમૂહુર્તની ક્રિયા એક જશ્નથી થવાની હતી. પણ આ ક્રિયામાં નવાઇ જેવું તત્વ ભવિષ્યનો ધર્મ હતું—તેમાં જરથોસ્તીઓજ માત્ર સામેલ હતા એમ નહિં, પણ હિંદુ, ક્રિશ્ચીયન, બુદ્ધિસ્ટ વગેરે ત્યાં હાજર થયલી સર્વે જ્ઞાતના ખુદાશનાસ લોકો, મરદો તેમજ ઓરતો, બુઢાં તેમજ બાળકો વગેરે હાજર હતાં. મેળાવડો જેમ તદન શાન્ત તેમજ ખાનગી હતો, અને સંસારમાં જ્ઞાતો જુદી હોવા છતાં દીલસોજી એકરસ હતી. એક બે દીક્ષીતો [Initiates] હાજર હતાં. જશ્નની ક્રિયા બે વેજીટેર્યન મોબેદોએ માંડી ત્યારથી તે પુરી થઇ ત્યાં સુધી આખી મીજલસ તદન "મોત" જેવી ચુપકીદી એખ્તીવાર કરી ઉભી રહી હતી, જે દરેક જણ માટે એક "ટ્રાયલ" હતી! મકાનની, અંદર પવિત્ર આતશ તેના પુર બહારમાં ખુશબોદાર સુગંધ સાથ પોતાના સોહોલા બહાર કહાડતો હતો; મકાનની બહાર પૂર્વમાં પેલો સોનેરી આફ્તાબ દરિયાવની તળીયેથી પુર દમામ સાથ આ પવિત્ર ક્રિયા તપાસવાને પોતાની ઓહોળી નજર ફેંકતો હતો. સોસાયટીનાં પ્રમુખ મીસીસ

ઊંટ હાજર હતાં તેમને મેં એક બે વાર બેસવા જણાવ્યું, પણ મને
શારામાં ધમકાવી તદ્દન ચુપ અને શાન્ત રહેવા જણાવ્યું. જો તેવણ
સે તોજ બીજાં બેસે; માટે જ્યાં સુધી ક્રિયા પુરી થઇ ત્યાં સુધી લગ-
ગ કલાક કે દોઢ કલાક સઘળાંઓ ચુપ થઇ ઉભાં રહ્યાં હતાં. માત્ર
ાંથનો આવાજ અને આતશના સોહેલાનો આવાજ સંભળાતો હતો.
ક્રિયા પુરી થયા પછી મીસીસ બેઝેંટે એક નાનુ ભાષણ કીધું જેમાં
ખુલાસો કીધો કે, તેમને નહિં બેસવાનુ કારણ, ત્યાં આ ક્રિયાના અને
ધર્મના આપનાર સાહેબ [ અશો જરથોસ્ત ] આ મકાનને આશીર્વાદ
દેવા હાજર હતા; અને તેથી તેમની તરફના માન અને ભક્તિ
ખાતર તેમનાથી બેસી શકાયું ન હતું! જરથોસ્તીઓ! તમારી ક્રિયાઓને
યુનીવર્સલ અને પવિત્ર કરો! જરથોસ્તી ગણાતા બિત્તરથી મેલા મોબેદ
કરતાં એક પવિત્ર પરજાત જરથોસ્તને વધારે વહાલો છે!

### પ્રેસ અને ઘરની સ્થીતિ.

નાદીરના ગુજરવા પછી મારી જીંદગીમાં ઘણા ઝડપથી ફેરફારો
થતા હતા. પ્રેસમાં ગેરવહીવટ ચાલ્યો, કુટુંબ પરાગંદે થયું, નાણાં
સંબંધી મોટી મુશ્કેલીઓમાં અનેકવાર હું આવી પડયો, અને હલકી
નિંદા નામોશીઓથી મને બહુ ખમવું પડયું. આવી વખતે મારા વડીલ
માઇબંધ મી૦ સી૦ ડબ્લ્યુ૦ લેડબીટરનો એક પત્ર મને બહુ મદદગાર
થઇ પડયો હતો. તે નીચે પ્રમાણે હતો.

ADYAR, MADRAS, S. INDIA,
Sept. 15th 1910.

Dear Mr. Bilimoria,

Men of evil heart and tongue eagerly circulate malicious and foolish falsehoods; should the wise man trouble himself about such filth? Is it not better to ignore the stream of venom, and leave it to poison only those who manufactured it?

I remember often with pleasure the time when we were together at Ahmedabad. No doubt if you come down to the Convention I shall have the pleasure of seeing you again then.

Yours very sincerely,
*C. W. Leadbeater.*

## ગૌશીતળા સામે જુમ્બેસ.

ઓગણીસમી સદીની આખેરીએ ગૌશીતળા વિરૂધ્ધ કાંઇ અભ્યાસ કરવાની તક મને મળી હતી, પણ સને ૧૯૧૧થી આ સવાલ ખુબ ચર્ચાયો, કારણ ગૌશીતળાની પલીદ રસી બીજીવાર ફરજીયાત મુકાવવાનો એક કાયદો સરકાર પાસ ઘડાવી માંગવાને મુંબઇની મ્યુનીસીપલ કોર્પોરેશનની એ કમીટીએ ભલામણ કીધી હતી; જેની સામે એક યુધ્ધ મેં ચલાવ્યું, જેમાં બીજા કેટલાક ગ્રહસ્થોની સામટી પેન-લડતની મદદથી, ત્રીજી કમીટીએ તે બીના માંડી વાળવાની ભલામણ કીધી; અને એક બીજી બલા મુંબઇ ઇલાકાની પ્રજાને માથે ચોંટવામાં અટકાવ પડયો હતો. તે માટે લંડનની The National Anti-Vaccination Leagueના વાર્ષિક રિપોર્ટમાં નીચે પ્રમાણે ખાસ નોંધ લેવામાં આવી છે:—

"Special thanks are, therefore, due to this lady [Mrs. Hamabai Petit, who had contributed Rs. 1000 to the League's Fund] and to Mr. Bilimoria, Editor of *the Cherag*, Mr. J. S. Mirzan, Mr. Bharucha, Mr. Faredun Dadachanji and others who have spared no effort to forward the cause in Bombay."

તે માટે મી૦ લાભશંકર લક્ષ્મીદાસ એક પત્રમાં મને ખુબ ઉંચે ચઢાવે છે, જ્યાંથી પડી જવાની મને બહુ ધાસ્તી લાગે છે!

"જુનાગઢ, તા૦ ૨૧-૮-૧૧.

"મુરબી સંત પૂજ્ય ભાઇ નશરવાનજી—

"મુંબઇમાં ફરજીયાત બીજી વખત શીતળાની રસી મુકાવવાના કાયદા સંબંધી પાર્લામેન્ટમાં સવાલ—જવાબ થયાના સમાચાર ગઇ તા૦ ૧૮ મીના 'સાંજ વર્તમાન'માં મેં વાંચ્યા છે.

"એ આવકારદાયક પરિણામ માટે—મુંબઈનાં હજારો નિર્દોષ બાળકોને શીતળાની રસીની નુકસાનકારક અસરથી બચાવવાના પ્રયાસ માટે-શીતળાની રસીની બીજી બાજુ સંબંધી પ્રજા તેમજ સતાવાળાઓ હજુર વીગતો રજુ કરવા માટે હું તમો... ... ...*ભાઈને નમ્રતાપુરવક ધન્યવાદ આપું છું.

"નબળી તનદરોસ્તી છતાં—ઘડપણ છતાં—સંસારી મુશકેલી છતાં—એક આતુર થીયોસોફીસ્ટ જગત સેવા માટે કેટલી હદ સુધી 'ઘેલો' હોય છે તેનો તમો... ... ...*ભાઇ અસરકારક જીવતો જાગતો દાખલો છો.

... ... ... ... ... ..

"તમારો ભાઇ.

"લાભશંકર લક્ષ્મીદાસ"

---

* મી૦ લાભશંકર અહીં એક એવો શબ્દ વાપરે છે કે જે હરજાજે પાવવા ને મને કેટલાક જન્મો લેવા પડશે.

## ગૌશીતળા વિષે એક તકરાર.

જ્યારે શીતળાનું જોર વધારે હતું ત્યારે સને ૧૯૧૮ના એપ્રેલ મહીનામાં તા૦ ૮મીના "સાંજ વર્ત્તમાન" માં ડૉ૦ જે૦ ડી૦ ધ્રુવે ગૌશીતળાની તારીફમાં એક વિષય લખ્યો, અને પ્રજાને આ રસી મુકાવવાની ભલામણ કીધી. આ લખાણ માત્ર એક કૉલમ જેટલું હતું, પણ એક ડાકટર તરફથી લખાયલું એટલે તે કાંઇ વજન ધરાવતું હતું. તેને તોડવાને એક સાધારણ માણસ માટે મુશકેલ કામ હતું, તે છતાં મેં એક કોશેશ કીધી. તા. ૪થી અને તા. ૧૧ મી મેના તે પત્રના અંકમાં "Esculapios" ના તખલ્લુસ તળે એક એવી રીતનો જવાબ આપ્યો કે ડૉ૦ ધ્રુવ તો એમજ સમજયા કે આ જવાબ આપનાર કોઇ તેમનો ભાઇબંધ ડૉકટરજ છે. તેથી તા૦ ૧લી જુનના અંકમાં તે ડૉકટર સાહેબ લગાર ખફા થઇ જે કાંઇ લખે છે તે રમુજ ઉપજાવે છે. પ્રારંભમાંજ તેઓ જણાવે છે કે:—

"સાંજ વર્તમાન" ના તારીખ ૪ થી મે તથા ૧૧ મી મેના પત્રમાં આ સંબંધી લેખો આવ્યા છે અને આ અગત્યના સવાલે એક ભાઇબંધ ડૉકટરનું આટલું બધું આકર્ષણ કર્યું છે તે જાણી આનંદ સાથે આશ્ચર્ય થયા વગર રહેતું નથી. આપણા દેશની ભોળી અને વિશ્વાસુ પ્રજાને માટે શીતળાનો સવાલ એક નવી મુશકેલી છે. વિશેષ દયાપાત્ર તો એ છે જે આપણી યુનીવરસીટીના ગ્રેજ્યુએટો પણ હવે ભ્રમિત થવા લાગ્યા છે અને અનીશ્વાત્મકના ભોગ તરીકે ઉપરના બે લેખ લખનાર સ્પષ્ટ પ્રતીત થઇ જાય છે, પરીક્ષા આપવા માટે જુદું મોઢે કરવું, જુદું માનવું અને પરીક્ષકોને જુદું કહેવું, અને અંદરખાનેથી વીજ્ઞાનશાસ્ત્રના ગુહ્ય રહસ્યોને ધિકકારવા અને માત્ર ડીગ્રીને માટે અને નહીં કે સાહીત્ય કે શાસ્ત્રને માટે દશ દશ વર્ષ અમુલ્ય જીંદગીના વીતાડી દેવા, એ કેવું હાસ્યાસ્પદ અને લજ્જાસ્પદ છે? ખરેખર ડીગ્રી કે એ એક ભ્રમ છે અથવા તો જનસમાજને અયોગ્ય રસ્તે ઉતારી પાડવાને એક ભ્રમિત મનુષ્યનું તે એક કામચલાઉ શસ્ત્ર છે.

શરૂઆતમાં મી. 'Esculapios' જે કંઇ લખે છે તેનો જવાબ વાળવાને મારી પાસે શબ્દોજ નથી. તે માત્ર પોતાના હૃદયનું વર્તુલ વાંચનાર આગળ ખડું કરે છે અને આરોગ્ય શાસ્ત્ર સંબંધી લોકોને ઉપદેશવાની ડાકટરોની ફરજને એક કનીષ્ઠ આકારમાં ચીતરે છે તે કદાચ તે ઉપદેશક ડાકટરોને માટે અતી યોગ્યજ બદલો લેખાય!"

આ પછી તા૦ ૨૯ મી જુનના અંકમાં આ બાહોશ અને ચંચલ

ડૉકટરને મેં જે જવાબ આપ્યો તે આ બાબતમાં તેમની કલમને ચુપ કરવાને પુરતો હતો. જો ડૉ. ધ્રુવ એમ જાણે કે તેમને ચુપ કરનાર કોઇ યુનીવર્સીટી કે કૉલેજનો શીખેલો તેમનો ભાઇબંધ મેડીકલ ડીગ્રી ધરાવનાર ન હતો, પણ એક સાધારણ ઇંગ્રેજી ત્રીજી ચોપડી શીખેલો અજ્ઞાન માણસ હતો, ત્યારે તેમને કેવી લાગણી થશે તે આપણ કહી શકતા નથી.

આ પછી સને ૧૯૨૦ ના "ધી ઇન્ડીયન હ્યુમેનીટેર્યન" માં "ગૌશીતળાની છેતરપંડી" ઉપર એક લંબાણ વિષય લખી તેના ગેરફાયદા દાખલા દલીલો અને સંખ્યા-હકીકતોથી ઉઘાડા પાડયા હતા.

આ બાબત ઉપર છેક સને ૧૮૮૪-૮૫ થી હું ધ્યાન આપતો હતો, પણ તે વેળા એની તરફેણમાં એટલુ મોટુ બળ હતું કે કોઇ પણ વર્તમાનપત્રે તે ઉપર ધ્યાન આપ્યું નહિં. તોપણ કોશેશ ચાલુ રાખવાથી હમણા ઘણા લોકો આ નજીસ રૂઢીનાં ભયંકર પરિણામો જોવા લાગ્યા છે.

## એક "પર્સ"

અલબત, આગલા સઘળા બનાવો જાહેરમાં ઢંઢેરો પીટવા માટે ન હતા, છતાં જયારે વાત કોર્ટ સુધી પહોંચી ત્યારે કાંઇ ખબરની ગળતર થતી હતી. એકવાર વર્તમાનપત્રમાં મારે માટે કાંઇ ખબર વાંચી મી૦ દીનશાહ ઇરાની, મારો દીલસોજ ભોળો દોસ્ત, પાછલી રાત્રે મારાં બીછાનાં આગળજ દરવાજો હોવાથી બારણા આગળ આવી, "યજદાં! યજદાં!" બોલ્યા કરે! મેં જોયું કે સાદ દીનશાનો છે, પણ અત્યારે દીનશા કયાંથી આવે, તેથી મારાં બીમાર મનનો ધકારો હશે, એમ સમજી દરકાર કીધી નહિં. પણ આવાજ વધુ સ્પષ્ટ સંભળાવા લાગ્યો, તેથી ઉઠીને જોઉં તો દીનશાહભાઇ બગલમાં બીછાનું લઇ બારણા આગળ ઉભેલા! "અરે તારૂં ભલું થાય, એવડી રાત્રે અહી કયાંથી?" "કાંઇ નહિં, શાન્તિ, શાન્તિ!" શાન્તિ શબ્દ દીનશાહભાઇનો બહુ પ્યારો છે. છોકરાંઓ જાગી ઉઠયાં; ખેરાશીયત પુછી, અને એટલું કવખતે આવવાનું કારણ પુછ્યું. "ન્યુસપેપરમાં તમારે વાસ્તે મેં ખબર વાંચી તેથી જો સેવક લાયક કાંઇ કામકાજ હોય તો ફરમાવો; હું કહોતો સોલીસીટરને ઘર જાઉં, કેમકે તમારાથી ચાલહાલ થઇ શકે નહિ," ઇત્યાદી. ઓ મારા પરવરદેગાર! શું આ રીતે મારી ઉપર વિપતીઓબી અને વિપતીઓના ઉપાયબી સાથેજ! મેં આ મારા જેવા "અભણ" પણ ખરેખરા મીત્ર થવાને લાયક દોસ્તનો કેવાં અંતઃકરણથી આભાર

માન્યો હશે! જો કે તેને માટે મારી પાસ કામતો કાંઇ પણ ન હતું. કારણ હું બીછાના ઉપર બેઠો બેઠો સઘળું સમાધાન કરતો હતો. આ વહાલો અને ભોળો દોસ્ત મારે ઘરે વારેવાર આવતો, સાથે ખાતો પીતો, અને મારી ઘણી બાબતોથી માહીતગાર હતો, અને જયારે મને મારાં પોતાનાંઓ તજી ગયાં હતાં ત્યારે તે પુણે રહેવા છતાં વારેવાર દીલસોજ મદદ કરતો હતો, આ ભાઇએ મારી તંગદસ્ત હાલત જોઇ, મારી મરજી વિરૂધ્ધ એક "પર્સ" જાહેરમાં ઉભી કરવા કોશેશ કીધી. ઘણી રકજીક પછી, એકવાર છાપેલો સર્ક્યુલર ફાડી નાખવા છતાં, આ ભાઇએ બજીદ થઇ ચેરાગના ગ્રાહકોમાંથી એક "પર્સ" મારે માટે ઉભી કીધી, પણ એવી શરતે કે તે જાહેરમાં મુકવી નહિ, આશરે રૂ૦ ૧૦૦૦ એકઠા થયા, અને તે ડા૦ જાંહગીર ખરશેદજી દાજી સાથે તા૦ ૧૩મી જુનની સાંજે આપી ગયા. (જુઓ ચેરાગ જુલાઇ ૧૯૧૪)

## પ્રેસ પાણીને મુલે વેચાયો.

ચાલુ ઉશકેરણીના સમયમાં, ધીરજ, શાન્તિ, સબુરી રાખવા છતાં તબીયત વધુ અને વધુ બગડતી ચાલી. તેવી હાલતમાં જયારે બીલીમોરા, નવસારી, લેનોલી, ઉદવાડા, સુરત વગેરે જઇ રહેતો ત્યારેજ તબીયત લગાર સુધરતી હતી. કોઇ પુછશે કે શું ત્યારે મારી બીમારીની દવા હતીજ નહિં? હા, હોમિયોપેથ, એલોપેથ, મુગલાઇ, અને દેશી સર્વે રૂઢીઓ અજમાવી હતી; એટલાં સુધી કે કસ્તુરીની ગોળીઓ અને એક એ વાર Oxides (ખાકો) પણ અજમાવી હતી; પણ દવા કરૂં તેટલીજ વાર સેહેજ જોર નરમ પડે-પછી જેમને તેમ. આવો મામલો હોવાથી મને બહારગામ લાંબી મુદત રહેવું પડતું હતું. પણ મારી ગેરહાજરીમાં પ્રેસની હાલત પાછી કરજદાર થતી ગઇ. માણસોના પગાર ચઢે, ઘરનું ભાડુ ચઢે, બીજો ખરચ ચઢે, અને કામ કાંઇ નહિં. વળી કામ આવે તો બગાડ થાય અને સંતાપનો સુમાર નહિં. ત્રણ વર્ષ આવી હાલતમાં પસાર કીધાં. અંતે કંટાળીને પ્રેસ વેચવા કાઢયો; જાહેર ખબર છપાવી; પણ યુરોપની લડાઇ શરૂ થઇ ચુકેલી હોવાથી ગ્રાહક મળે નહિં. આખરે "કયસરે હિન્દ"વાળા મી૦ હીરજી બેહેદીનને જયારે પાણીને મુલે (દસ-બાર હજારની મીલકત માત્ર ત્રણ હજારને થોડા વધુ રૂપીયામાં) વેચવાનુ મોહોડેનું સાટું કીધું. ત્યારે ત્રણ દીવસ રહી એક મુંસલમીન ગ્રહસ્થ

પાંચ હજારની ઑફર લઇ આવ્યા, પણ હું મોહડેથી બંધાઇ ગયલો હોવાથી તે ઑફર મને ના પાડવી પડી. પણ આ રકમ તો કરજમાં જતી રહી, એટલે હવે જવું કયાં અને કરવું શું ? જયારે પ્રેસનું સાટું થયું ત્યારે એક માણસ ગુજરી જાય એવું દુઃખ અમોને લાગ્યું પણ હવે મુંબઇમાં તો ખરચ મોટા તેથી રહેવાય નહિ. તેથી વિચાર કરવા બેઠાં કે હવે શું કરવું !

આ (૧૯૧૬ના) વર્ષમાં મારી સેવાની કદરશનાસીમાં બ્લેવાટસ્કી લોજના મેમ્બરોએ લોજના કાનુનોમાં ફેરફાર કરી મને "ઓનરરી લાઇફ મેમ્બર" ઠરાવ્યો, જે માન કેટલાક વર્ષ આગમચ જાંગીર બમનજી પીતીત નેટીવ જનરલ લાઇબ્રેરીના સભાસદો તરફથી પણ મલ્યું હતું, જેઓએ એ ખાતાંનો પણ મને "ઓનરરી લાઇફ મેમ્બર" ઠરાવ્યો હતો.

### વાઘરેચ.

મારી વારેવારની મુસાફરીમાં સગાંવહાલાંઓ દુર થયલાં હોવાથી મને બીજા મિત્રોને ઘર દીવસોના દીવસો બીમારીને લીધે પડી રહેવું પડતું હતું; તેથી મેં વિચાર કીધો કે મને જે પર્સ મલી હતી તે રકમમાંથી બીલીમોરા ખાતે એક નાનું ઘર વેચાતું લેવું, અને સ્વતંત્રપણે રહેવું. શોધ કરતાં લાગ ફાવ્યો નહિં, તેથી બીલીમોરાની નજદીકમાં વાઘરેચ ગામ છે ત્યાં થોડી જમીન વેચાતી લઇ તે ઉપર બીજો કેટલોક ખરચ કરી એક નાનું મકાન બાંધ્યું હતું. સને ૧૯૧૫ના મે મહીનાની તા૦ ૧૫મીએ આ ઘરનું વાસ્તું કીધું હતું. આ વખતે મને સ્વપ્ને ખબર ન હતી કે પ્રેસ વેચાઇ જશે અને મને આ મકાનમાં જાથુક આવી રહેવું પડશે. પણ ખુદાએ મને આગમચથી આ કામ સુઝુજાડયું હોય એમ લાગે છે, કારણ આ ઠેકાણું ન હોત તો મારે અને બચ્ચાંઓને કોઇ સખાવતી "એસાઇલમ"નો આશરો શોધવો પડતે.

સને ૧૯૧૬ ના જાનેવારીમાં તા૦ ૨૬ મીએ પ્રેસ વેચવાનું સાટું થયું. મને તો સંપૂર્ણ વિશ્વાસ મારા ખુદા ઉપર હતો. નાદીરની ધણયાની શીરીનબાઇના રૂપીયા અઢી હજાર કરજમાં અપાયા હતા તેના બદલામાં આ મીલકત તેના નામ ઉપર થઇ, કે પાછળથી કોઇ દાવો કરી આ નીરાધાર બાઇ અને તેનાં બચાંને રખડાવે નહિં. સુવા બેસવા ઘર તો મલ્યું, પણ હવે પેટનું શું ? ખુદાએ વળી એક પોતાના લાલને મોકલી

આવ્યો. એક સ્કુલના દિવસોના હમવતની મલવા આવ્યા તેમની સાથ માત્ર પ્રેસ વ્રેચાવાતી વાત થતાં તેઓ મારી હાલત સમજી ગયા, અને પોતે કાંઇ મોટી પુંજી ધરાવતા ન હતા તે છતાં, દર મહીને રૂા. ૧૫ મોકલવાની કબુલાત આપી. અમો તા૦ ૫ મી માર્ચે વાધરેચ આવી રહ્યાં. આટલી નાની રકમ અમારે મનથી હાલ તો પુરતી હતી. જો કે લડાઇને લીધે જરૂરની ચીજોનાં ભાવો કુદકેને ભુસકે વધ્યા જતા હતા, તો પણ અમો ચાર પાંચ માણુસો આટલા ખરચમાં સંતોષથી રહેવા લાગ્યાં! અમારી અજાયબી એ હતી કે મુંબઇની જીંદગીમાં મોટા ખરચ છતાં સંતાપ અને દુઃખો હતાં; અહીં હમોને આટલા નાના ખરચમાં બહુ સંતોષ અને શાન્તિ આવી ગયાં! વળી કુદરતની સાથે રહેવાનુ હોવાથી મને તો બેહેસ્ત જેવું લાગ્યું, અને તનદરોસ્તી પણુ સુધરતી ગઇ. પણુ બે વર્ષ પછી, મી૦ માણેકજી મેહેરવાનજી, જેઓ મને મદદ કરતા હતા, તેઓનો ધંધો બંધ થયો, તેથી તેઓએ વધુ મદદ કરવા માટે દલગીરી જણાવી. આ રીતે અમો એકવાર ફરીથી વમાસણુમાં પડયાં, જો કે મને પોતાને તો ખુદા ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો કે તે માલેક મને કદી પણુ નિરાશ કરશે નહિં. અને ખરેખર તેમજ હતું. ખુદાએજીએ બીજા ફરેસ્તાઓને ચીન સરજમીનથી મોકલી આપ્યાં. મી૦ દીનશાહ સો. પાંઉવાલા અને તેમના પુન્યવાન સાથીઓ હવે પછીની બીના જાણે છે.

નોકરી છોડયા પછી મારી જીંદગીમાં છેલ્લી ફાતેલ મોંઘવારીના વખતમાં ઉપલા અન્નદાતાઓ ઉપરાંત કેટલાંક વધુનું હેશાન મારે દીલોજાનથી માનવું જોઇએ જેઓએ મારી કદર બુજી વારેવાર નાની મોટી રકમથી મદદ કીધી છે.

હજી હું આ સ્થાને બેઠાં બેઠાં મારી કમીની ગુંજાસ મુજબ મારાથી બને તેટલી સેવા મારા ખુદાની, મારા પેગામ્બરની, મારી દુનિયાની કરતો રહ્યો છું. મારા મિત્રો અજાયબ થાય છે કે, ચાલુ માંદગી, પૈસાની તંગી, આંખે બરોબર દેખાય નહિં, હાથ પગનું ઠેકાણુ નહિં, સંસારમાં સડો, સગાં વહાલાંઓ તજી ગયલાં, લાગવગ કે વસીલા વગર હું મારૂ કામ કેમ ચલાવતો હોઇશ! એટલુજ નહિં, પણુ જયારે છાપાખાનાંની નોકરીમાં હતો ત્યારે પણુ પંદરથી સોળ કલાકની આસાએશ

વગરની નોકરીમાં આ સઘળુ કામ મેં કેમ બજાવ્યું હશે; કોઇ પણ માણુસ જાહેર સેવા બજાવવાને માટે-માણુસ જાતનુ દુઃખ ઓછુ કરવામાં સહાય થવા માટે-બહાંનાં શોધતો હોય કે "મારી પાસ અવકાશ નથી, કે મારી પાસ પૈસા નથી, કે મારી તનદરોરતી સારી નથી, કે મારા સંસારમાં સુખ નથી, કે મને કોઇ શેઠીયાઓનો ટેકો નથી, કે મારી ઉમ્મર હવે વૃદ્ધ થઇ, કે મારામાં તાકાત નથી,"—તો તેને મારો જવાબ એ છે કે "Where there is will, there is way." જ્યાં કામ કરવાની મરજી થાય ત્યાં પોલાદની દેવાલનો અટકાવ હોય તો તે પણ રસ્તો કરી આપે છે!

ન. ફ. બી.



મહ્યા રાર્જેંગૂ વોહૂ સાહીત મનંઘ્હા.

(પેગમ્બર જરથોસ્ત કહે છે) (કોઇબી શખ્સ) નેક મનસ્નીથી મારા ભેદો શીખવી શકે છે.—સ્પેન્તોમદ ગાથા, ૫૦-૬.



તત્ મજ્દા તવા ક્ષથ્રેમ્ યા

એરેઝેજયોઇ દાહી દ્રિગ્ઓવે વહ્યો.

ખચીત, અએ હોરમઝદ! તારી પાદશાહી (એવી છે,) કે જેથી નેક જીંદગી ગુજારનાર ગરીબ માણુસને (તું) બેહતરી બખશે છે.—વહિસ્તોયશ્ત ગાથા, ૫૩-૯.



યારાન! બમુવાફેકત ચુ મય્યાદ કુનીદ,
ખુદરા બજમાલે યક દીગર શાદ કુનીદ.
સાકી ચુ મય મઘાનેહ બર કફ ગીરદ,
બૅચારેહ ફુલાનરા બદોઆ યાદ કુનીદ.

"અય દોસ્તો! જ્યારે તમારી મરજી મુજબ તમે રાએતાની જગ્યે ભેગા મળો, જ્યારે એક બીજાની ખુબીથી તમે ખુશી થાઓ, જ્યારે સાકી પોતાના હાથમાં મેજાઇ શરાબની જામ (ફેરવવા માટે) લેય, ત્યારે તમારી દોઆમાં એક ગરીબ (દોસ્ત)ને યાદ કરજો."—ઓમર ખય્યામ.

# PUBLICATIONS BY N. F. BILIMORIA.

## Gujerati.

(૧) "મજદયસ્ન અથવા જરથોશ્તી ધર્મ: તેનું પડી ભાંગવુ." ["Mazdayasna or Zoroastrian Religion: Its decadence"], tract. Ganpat Krishnaji's Press, 1881.

(૨) "પારસીઓમાં નીતિનું ધોરણ: તે સુધારવાની જરૂર"— ["Standard of Morality among the Parsis: necessity of its reform."], booklet, Tattva-Vivechaka Press, 1891.

(૩) "જરથોશ્તી ધર્મ ક્રિયાઓ" ["Zoroastrian Religious Ceremonies,"] English and Gujarati tracts, Ripon Printing Press, 1892 (about).

(૪) "આકાશ તત્વ" [The Astral Light], tract, 2nd edition, Ripon Printing Press, 1894.

(૫) "આપઘાતમાં સમાયલા જોખમો" ["Risks under-lying committal of Suicide"] tract, 1892. (Press not mentioned) 2nd edition. Tattva-Vivechaka Press, 1896.

(૬) "બંદગી—ગાયન—માંથ્ર" ["Prayer—Music—Magical Speech"], tract, Tattva-Vivechaka Press.

(૭) "આતશની આરાધના" ["Fire-worship"], booklet, Nirnayasagar Press, 1898.

(૮) "અવસ્તાના ગોહરો" ["Gems from the Avesta"], post 32*mo*, Mistry Printing Press, 1900.

(૯) "જરથોશ્તી રાહબર" ["Zoroastrian Guide"], book, Tattva-Vivechaka Press, 1901.

(૧૦) "એક જરથોશ્તીએ પોતાની જીંદગી કેમ ગુજારવી" ["How a Zaroastrian should lead his Life"] tract, Cherag Printing Press, 1902.

(૧૧) "પેગામ્બર સાહેબ અશો જરથોશ્તના જન્મોત્રાનો અહેવાલ" ["Life of the Holy Zarathushatra"] *edited*, book, 2nd edition, Cherag Printing Press, 1902.

(૧૨) "જરથોશ્તી ધર્મ અને પુનર્જન્મ" ["Zoroastrianism and Reincarnation"] tract, Cherag Printing Press, 1903.

(૧૩) "ગુલજારે નશીયત યાને નશીયતનો બાગ" ["Garden of Admonitions"], *edited*, booklet, 4th edition, Mistry Printing Press, 1903; 5th edition, Cherag Printing Press, 1907.

(૧૪) "ખેશતાબ—જરેદશ્ત અફ્શાર—જેન્દેહ રોદ" [Gujerati translation of Three Persian Essays of Higher Metaphysics], book, *edited*, 2nd edition, Cherag Printing Press, 1904.

(૧૫) "નવજોત પોથી" [Book of Initiation for little children], Cherag Printing Press, 1906; 2nd edition 1907.

(૧૬) "માહાત્માઓની શોધમાં" ["In Search of the Mahatmas"] tract, Cherag Printing Press, 1906.

(૧૭) "ગેબી અવાજ" [Translation of the "Voice of the Silence,"] book annotated, Cherag Printing Press, 1907.

(૧૮) "અશો જરથોશ્તનો પેગામ."

## Periodicals.

"શ્રી બોધ" (Gujerati monthly). Contributed articles from about 1870 to 1880, above the initial of "Nurgesh" and subsequently of "Naushervan." Daftar Ashkara Press.

"જ્ઞાન વર્ધક" "Diffuser of knowledge," monthly, edited for a year, 1880, Fort Printing Press.

"*The Indian Selector*" (English), edited, 1884 and 1885, two years. Alliance Printing Press.

"યજદાં પરસ્ત" (The Yazdan-parasta), a weekly now defunct. Contributed religious and social leaders and articles from 1880, Apakhtyar Press.

"પારસી પંચ હમણાં હીંદી પંચ" ("*The Parsi Punch*" now "*The Hindi Punch*"), Gujerati weekly. Contributed witty and humorous articles and poems for about ten years, from 1880 Apakhtyar Press.

"*The Theosophic Gleaner*" (English monthly), edited for about eleven years, from 1893 to 1905. Tattva-Vivechaka Press, and Cherag Printing Press.

"*Cherag*" (The Lamp), Gujerati monthly, started and edited in 1900, and still continued. Cherag Printing Press.

Besides the above, contributed various articles in *The Theosophist*, English monthly, on various occasions, Madras Minerva Press, Messrs. Thomson & Co., Printers.

## English.

"*Zoroastrianism in the Light of Theosophy,*" book, partly written and partly compiled and edited, Tattva-Vivechaka Press, 1903.

"*Experiments by Medical Men.*"

# પુરવણી.

મારા મરહુમ પિતાજીની જીંદગીમાંના જાણવાજોગ, મૂખ્ય બનાવો માત્ર તેવણે ઉપલાં લખાણમાં રજુ કર્યા છે. આ લખાણ ચીન ખાતેના તેમના મીત્રો ઉપર મોકલેલું હોવાથી તે મંગાવી રાખી મેં હાલ ઉપયોગમાં લીધું છે. એ લખાણ ઉપરથી મરહુમની જીંદગીનો ખરો ખ્યાલ આવી શકે નહીં. તેમના ઘાડા સમાગમમાં આવેલા તેમના સંખ્યાબંધ મીત્રો—બાનુઓ તેમજ ગ્રહસ્થો—એ તેમની જીંદગી બરોબર તપાસી હતી, અને તેનું પરિણામ એ આવ્યું કે કાંઇકો તેમની તરફ પૂજય ભકિતભાવ દેખાડવા લાગ્યાં.

પણ તેમના વડા દિકરા તરીકે તેમની જીંદગી જે રીતે મેં જોઇ છે, તે રીતે બીજાં કોઇએ જોઇ ન હોય. તેઓ સંસારમાં છતાં ઘરની જંજાળો કે ખટપટોથી અલગ રહેતા હતા. તેમની જીંદગીનો ખ્યાલ મારી પોતાની સાધારણ સમજમાં આવ્યા પછીનો, મારાં મનપર સંપૂર્ણ રીતે ઠસી ગયલો છે. પોતાનાં ફરઝંદોની શારીરીક કે મનને લગતી કેળવણી કરતાં તેમની અંતકરણની કેળવણીપર તેઓ ખાસ ધ્યાન આપતા હતા. બચ્ચાંઓને તેઓ ફુલ સાથે સરખાવતા, અને તેમને કોઇ પણ જાતની સજા કરવાની વિરૂધ્ધ હતા. તેમનો સઘળો ધાક માત્ર તેમની નજર અને અવાજમાં હતો. રાત્રે નોકરીએથી આવ્યા બાદ તેઓ પોતાના બુઝર્ગ માયજી આગળ બેસ્તા, અને અમે સઘળાં આજુબાજુ ગોઠવાઇ બેસ્તાં, એટલે અમારી અંતઃકરણની કેળવણી શરૂ થતી. સાધારણ વાતચીતનાં રૂપમાં પ્રમાણીકપણાંનો, ધર્મીપણાંનો, દયાનો, જે બોધ અમને મળતો, તેની અસર અમારાં કુમળાં મગજ ઉપર બરોબર થતી. ૧૮૮૯માં તેઓ થિઓસોફીકલ સોસાયટીમાં દાખલ થયા, અને વેજીટેરીયન થયા, તે વખતે મારી ઉમર માત્ર નવ વર્ષની હતી. પણ તે વખતે સોસાયટીની સભાઓમાં મને પોતાની સાથે લઇ જતા હતા, કે જે વખતે સોસાયટીનું મથક કોટનાં મેદાનની બાજુએ આવેલાં એક મકાનમાં હતું. અને તે ઉમરે તેમનાં દયાનાં શિક્ષણે મારાં મનપર એવો છાપ બેસાડયો, કે મારાં માતાજી અને બપાઇજીની વિરૂધતાં છતાં હું મારી મરજીથી વેજીટેરીયન થયો. તે વખતે વેજીટેરીઅનોની સામે કેટલી સખત વિરૂધતા હતી, તે પોતાના લખાણમાં એવણે જણાવ્યું છે. આવી

સખત વિરૂધતાની સામે તેટલી નાની ઉમરે ટકી રહેવાનું કામ મુશ્કેલ હતું, પણ મરહુમની જીંદગી દોરવવાની રીત, મને રોજ મળતો બોધ અને કાંઈ અજબ જેવાં કુદરતી મકકમપણાંથી હું સઘળી વિરૂધતાની સામે ટકી રહયો.

મારી ૧૨–૧૩ વર્ષની વયથી મને તેવણે પોતાનાં લખાણોની નકલ ઉતારવા, પ્રૂફો વાંચવા વગેરેનાં કામમાં લેવા માંડયો, અને આ રીતે મારાંમાં વાંચણુનો શોખ ઉત્પન થયો. ને વખતે મી૦ બમનજી જ. મીસ્રીઓનાં "દીપન પ્રીન્ટીંગ પ્રેસ" માંથી જાણીતું માસીક "ગુલ્લ અફશાન" પ્રગટ થતું હતું. તેમાં "સન્યાસી" ના તખલ્લુસ હેઠળ તેમનાં ઘણાં લખાણો પ્રગટ થતાં હતાં. પાછળથી "ગુલ્લ અફશાન" માંજ થોડા સફા "ચેરાગ" ને નામે એક જુદા ભાગ તરીકે ચાલુ થયાં. આ "ચેરાગ" ની પહેલી શરૂઆત હતી. પણ તે બે ત્રણ વર્ષ ચાલુ રહી, ત્યાર પછી "ગુલ્લ અફશાન" બંધ પડયું.

થોડા વખતનાં ગાળા પછી મરહુમ મી૦ બેરામજી મલબારીના જોડયા મી૦ નવરોજી મંચેરજી મોબેદજીની કસાયલી કલમે "રાહે રોશન" ચાલુ થયું, અને તે ત્રણ વર્ષ નીભ્યું, તે અરસામાં મરહુમે તેમાં પુરતો હિસ્સો આપ્યો હતો. તે બંધ થવા પછી જરથોસ્તીઓમાં આવાં એક ચોપાન્યાંની ખુટ હોવાનો એમનો ખ્યાલ દુર થયોજ નહી, અને છેવટે તેવણે આ ચોપાન્યાંની સ્વતંત્ર રીતે પહેલ કીધી.

"ટાઇમ્સ ઓવ ઇંન્ડીયા" ની નોકરી જવા પછી તેવણે જે સંકટો વેઠયાં છે, તે સઘળાં સંકટો છતાં ચેરાગને ચાલુ રાખવામાં પોતે કેમ ટકી શકયા, એ મારી પોતાની એક અજાયબી છે.

સાધારણ માસીકો માટે લખવામાં આવતાં લખાણો પણ તેઓ એકી વખતે લખતા ન હતા. પણ તે છુટા છવાયા ફકરા રૂપે લખાતું. તેમાં છેકછાક અને વધઘટ થતી, અને જયારે છેવટ તે નકલ ઉતરાવા માટે મારા હાથમાં આવતું, ત્યારે તેમાંના સીલસીલાબંધ વિચારોથી મારા મનપર બહુ અસર થતી. થીઓસોફીકલ સાહિત્યનો અભ્યાસ કરવાની જે વખતે મારી લાયકાત નહીં, તે વખતે તેમનાં લખાણોથી મને બહુ જ્ઞાન મળતું. તેમની નેમ પોતાના સઘળા દિકરાઓને—બલકે આખાં કુટુંબને પોતાનેજ પગલે ચાલતાં જોવાની હતી. આ નેમ સંપૂર્ણ રીતે પાર પડી નહીં. પણ મને બચપણથી મળેલાં શિક્ષણે

મારી જીંદગી ઉપર થોડી અસર કીધી નથી. પ્રમાણીક જીંદગી, જાતી ભોગ, અને ગ્નાનની ભુખ એ ત્રણ મૂખ્ય બાબતો માટેના એમના બોધ ભૂલાય તેવા નથી.

મરહુમની એક જાણવાજોગ કુદરતી બક્ષેસ ચીત્રકળા (drawing) ની હતી. ડ્રોઇંગનો હુન્નર તેઓ કદી શીખ્યા ન હતા. પણ "પારસી પંચ" માં લખાણો કરતી વેળા રમુજી સ્કેચો કેટલીકવાર તેવણ તૈયાર કરતા, અને તે પછી આ શકિત એટલી ખીલી હતી કે એક ફોટોગ્રાફ ઉપરથી એક સાદા કાગળ ઉપર સાહીથી એવણ આબેહુબ તે ચીતાર દોરી શકતા હતા. આ શકિત અશો જરથોસ્ત સાહેબનાં ચીત્રનો ખ્યાલ આર્ટીસ્ટને આપવા માટે કામ લાગી હતી. અને જે દેખાવ પોતે જોયો હતો તેનો એક "રફ સ્કેચ" તૈયાર કરીને પહેલું ચીત્ર તેમણે આર્ટીસ્ટ પાસે કરાવ્યું હતું.

"ટાઇમ્સ"ની નોકરી દરમ્યાન ફરવું હરવું, આસાયશ કે મુસાફરી તેવણ જાણતા ન હતા. તે નોકરી તેમની જીંદગીને કચડનારી સખ્તમાં સખ્ત રગડ હતી. તે છોડયા પછી તેમની જીંદગીનો સફો ફેરવાયો, અને તેમની જીંદગી ગુજારવાની રીત જોવા, તેમની પાસે ગ્નાન મેળવવા દેશાવરથી કાંઇક મીત્રોએ તેમને બોલાવવા માંડયા. થીઓસોફીકલ સોસાયટીનાં વાર્ષિક કન્વેન્શનો વખતે મુંબાઇથી જનારા પારસી સભાસદો "નશરવાનજીબા" ને સાથે લઇ જવાની હઠ કરતા હતા. અને તેમની નાતવાનીને લીધે આ મીત્રો તેમને એટલાં સુખ સગવડ અને માવજતથી સાચવતા કે તેઓ પોતાની સઘળી જંજાળો ભુલી જતા.

ગમે તેવી નબળી તબીયત છતાં પોતાની રોજની બંદગી તેઓ કદી ચુકતા નહી. તેમની હાજરી મારાં મકાનમાં એક જાતની એવી અસર ઉત્પન કરતી કે, જેનો ખ્યાલ માત્ર અનુભવીઓનેજ આવી શકે.

પોતાની જીંદગીના છેલ્લાં બે વર્ષ તેમનું શરીર માત્ર એક હાડપીંજર હતું. અરધો દિવસ તાવથી ધ્રુજતા તેવણ બીછાનામાં પસાર કરતા, અને બપોર પછી પોતાનો કાગળનો બ્લોક અને પેન લઇ ઇઝીચેર પર બેસી તેવણ કાંઇ લખાણ કરતા યા ચેરાગ માટે નોંધ તૈયાર કરતા.

ચેરાગ માટે તેમને બહુ ચીંતા હતી, બને તે પોતાનાંજ કુટુંબમાં ચાલુ રહેલું જોવા તેઓ બહુ આતુર હતા. બાઇ ખુરશેદ શાપુરજી

દાણુનાં અધિપતિપણાં હેઠળ તે ગયુ, તે અગાઉ મને તે સ્વાધીન કરવાની માંગણી થઇ, પણ તે વખતે સંજોગો અનુકુળ ન હોવાથી મારે તે ના પાડવી પડી. બાઇ ખુરશેદ દાણુએ પોતાના અવસ્તા ભાષાના અભ્યાસની મદદથી તેને બહુ દીપાવ્યું. પણ નોકરીની રોકાણોથી તેમને તે છોડવું પડયું. આ વખત ચેરાગ બંધ થવાનો હતો. એકવાર ફરી મરહુમે મને તે માટે સુચવ્યું અને તે બંધ થાય તે જોવા હું રાજી ન હતો.

ચૌદ વર્ષની વયથી એક લખનાર અને ભાષણ કર્તા તરીકે બહાર પડવાનો રસ્તો મને મરહુમે કરી આપ્યો હતો અને વચ્ચે કેટલાંક વર્ષો બીજા અભ્યાસમાં ગાળવાથી ચેરાગ ચલાવવાની મારી શકિત માટે મને ખતરો હતો. પણ મરહુમની જીંદગી મે જોઇ છે, અને તેમની રાહબરી અને મદદ સાથે છેલાં ચાર વર્ષ મેં મારાથી બનતું કર્યું છે. તેમને આથી સંતોષ થયો, અને અનેકવાર કહેતા રહ્યા કે, "જયાં સુધી એનો ખર્ચ પુગી વળે ત્યાં સુધી એ ચાલુ રાખજો. આપણાં કુટુંબમાં એ ચાલુ રહે એટલુંજ હું જોવા માગું છું."

તેમનું છેલું ઇંગ્રેજી લખાણ, જે કમનસીબે અધુરૂં રહ્યું છે, અને જે ચેરાગના આવતા અંકમાં પ્રગટ થશે, તે "જરથોસ્તી ધર્મ વિરૂધ પારસી ધર્મ" (*Zoroastrianism versus* Parsi-ism)નાં વિચીત્ર મથાળાં હેઠળ લખાયું છે. આ લખાણ વાંચતાં અફસોસ થાય છે કે તે પુરૂં કરવાને મરહુમ શકિતવાન થયા નહીં. અને મારી ખાત્રી છે કે તે પ્રગટ થશે, ત્યારે વાંચનારાઓ એજ મત ઉપર આવશે.

ચેરાગની "ચાલુ ચર્ચા" માં અવતી બાબદોના સંબંધમાં ઘણીવાર એમ થતું, કે જે બાબદ ઉપર હું લખું તેજ બાબદ ઉપર તેમનું લખાણ મને વાચ્રરેચથી મળતું, અને તેમાંના વિચારો એકસરખા ઉતરવાથી તેવા ચર્ચાના પેરેગ્રાફો બંનેના ભેગા વિચારો તરીકે પ્રગટ થતા. ચેરાગ માટેની તેમની તિક્ષણ લાગણી જોતાં હું માનું છું કે તેમની ગેબી રાહબરી અને સુચના મને હરદમ મળતી રહેશે, અને મારી નબળી કોશેશને સદા તેઓ ટકાવશે.



"Space cannot separate the father's watchful soul from the cradle of his first-born."—*Zanoni.*

અ. ન. બી.

# મહાન પેગામ્બર હજરત અશો જરથોશત સાહેબની સબી.

[ એક ખુલાસો. ]

મારા સદ્દગુરૂ અશો જરથુશ્ત્ર સાહેબની જે સબી ચૅરાગ ઑફીસ તરફથી બહાર પડેલી છે તે માટે કેટલીક તરફથી સવાલ કરવામાં આવે છે કે, તે મેં શા આધારે ઉપજાવી છે. કોઇ તેને કલ્પનાથી ઉપજાવેલી ધારે છે; કોઇક તેને પૈસો પેદા કરવા એક "ઠગાઇ" ધારે છે; પણ કોઇ તેને "ભક્તિ ઉશ્કેરનારી" માને છે. ખરી હકીકત શી છે તે અત્રે જણાવવાની રજા લઉં છું.

સને ૧૮૮૯માં થીઓસોફીકલ સોસાયટીમાં દાખલ થયા પછી મારૂં ધ્યાન યોગ વિદ્યા તરફ ખેંચાયું. આ બુલંદ વિદ્યાનું કેટલુક અનુમાન રૂપ જ્ઞાન લીધા પછી, અને કેટલાક યોગીઓથી એ વિષે કેટલીક માહીતગારી મેળવ્યા પછી, તે ઉપર ધીમે ધીમે અમલ કરવા લાગ્યો. કોઇ વાર દીક્ષા (Initiation) પણ લેતો હતો, જોકે આ દીક્ષા કાંઇ ખરેખરી અંતર્દષ્ટિથી મલતી મિનોઇ દીક્ષા ન હતી. તેમના જે જે નિયમો અને કાનુનો મને સુગમ પડતા તે હું પાલતો, અને તે ઉપર અમલ કરતો હતો. આ સઘળો વખત "ધ્યાન" (meditation) કરવાની રીત ચાલુ રાખી હતી; પણ કયા પ્રયોગથી શું પરિણામ આવે છે તે ઉપર મેં કાંઇ ધ્યાન આપ્યું નહી હતું. ધ્યાન કરવા માટે કોઇ યોગી "અનહદ ચક્ર" (હૃદય) સુચવતો અને કોઇ "બ્રહ્મરંધ્ર" અથવા "સહસ્ત્રાર" ચક્ર સુચવતો હતો, પણ મને તે વેળા જે ઠીક લાગતું તે ઉપર "ધ્યાન" કરવાની ક્રિયા ચાલતી હતી

આ મુજબ કેટલોક વખત પસાર થયા પછી, એક રાત્રે અંતરમાં એક દેખાવ પ્રગટ થયો. મગજની પાછળનો ભાગ જેને શરીરવેતાઓ arbor vitae of cerebellum કહે છે તે તરફથી કાંઇ તોપના અવાજ જેવી ગર્જના સંભળાઇ. યાદ રાખવું કે આ આવાજ ગેબી હતો—તે માત્ર અનુભવ મેળવનારનેજ સંભળાય; બીજુ કોઇ સાંભળી શકે નહિં.

આ પછી એક રોશની દેખાઈ, જેમાં એક તેજસ્વી નુરમંદ બુલંદ દમદમા ભરેલો ચેહરો દેખાયો, જેના માથા ઉપર સોનેરી અને બીજા

ઉંચા રંગનાં ચકચકીત કીરણો ફેલાયલાં હતાં, અને તેમાંથી——હું ચેહેરાનો બુલંદ દમામ વર્ણવી શકતોજ નથી! તુરતજ આ "દર્શન"ના ભિતરમાંથી એક **શબ્દ** નીકળ્યો, જે હું જાહેર કરી શકતો નથી, કારણ તેથી ઠગાઇ બરપા થવાનો સંભવ રહે છે. માત્ર એટલુંજ કહીશ કે તે **શબ્દ** મારા પરમગુરૂની ઓળખાણ કરાવનારો હતો. આ ક્રિયા માત્ર થોડી સેકન્ડની હતી; (તે દેખાવ તુરત બંધ પડી ગયો) પણ તેની ખુશનુમા અસર કેટલાક દિવસો સુધી મારાં શરીરને vibrant (ખુશાલીથી તરબોર) કરતી રહી હતી.

આ બેકિમતી બક્ષેશ થવા છતાં, હજી મને યોગ વિષેનુ પુરતુ જ્ઞાન ન હોવાથી, મેં તે વેળાના મારા કેટલાક વડીલ બાઇબંધોને તે વિષે ખુલાસો પુછયો, પણ મી૦ તુકારામ તાતિયા સિવાય સઘળા બાઇઓએ મને નાહિમ્મત કીધો, આથી, જોકે પેલી તસ્વીર મારાં હ્રદય ઉપર કદી નહિ ભુસાય એવી રીતે ચોંટી બેઠી હતી તે છતાં મારે જે કરવું હતું તે કીધું નહિં, અને આમ કેટલોક વખત પસાર થઇ ગયો.

તે પછી હું થીઓસોફીકલ સોસાયટીનાં અંતર્દ્વારમાં દાખલ થયો અને તે આશ્રમનુ કેટલુક ગુપ્ત શિક્ષણ મારા હાથમાં આવ્યું, જેમાં, જો ખરેખરા ગુરૂનાં **દર્શન** થાય તો શી નીશાણી હોય, તે વિષે અજાયબી સાથ મારા જોવામાં આવ્યું કે મને જે અનુભવ મળ્યો હતો તે કાંઇપણ શક સુબેહ વગર, મારા પરમગુરૂનાં દર્શન હતાં! માઠાં બાયગે ઉપલું શિક્ષણ મારી ઉપર મોકલ્યા પછી પૂજ્ય મેડેમ બ્લેવાટસ્કી ગુજરી ગયાં હતાં, તેથી મેં મારો અનુભવ પૂજ્ય મીસીસ એની બેઝેંટને લખી જણાવ્યો, અને શું કરવું તે વિષે જાણવા માંગ્યું. આ માનવંત બાનુએ થોડાજ શબ્દોમાં મને નીચલી સલાહ આપી:—

*London, Nov. 18, 1893.*

Dear Sir and Brother,

You appear to have had a flash of clairvoyance and to have seen an Initiate of high grade [Zarathushtra]. Certainly keep the picture in mind, and if you are pure and loyal, and fix your thoughts on that picture with sincere devotion to the original, you will again succeed in seeing the Holy One.

Fraternally
*Annie Besant.*

જેમ જેમ વખત વેહેતો ગયો તેમ તેમ, એક બાજુથી જરથોસ્તી ભાવિક સેવકો જેઓ "ધ્યાન" કરવાનો મહાવેરો પાડતા હતા, તેઓ તરફથી ધ્યાન કરવા માટે પોતાના ગુરૂના ચિત્રની જરૂર પડતી ગઇ, અને બીજી બાજુથી ખુદ જરથોસ્તી કોમમાં પણ પોતાના **અશો રાહબરના** સારાં ચિત્રની માંગણી થવા લાગી; કારણ કે એક સારાં ચિત્રની ગેરહાજરીમાં લોકો જેમ ગમે તેમ કદરૂપાં અને ન છાજતાં ચિત્રો ઉપજાવી આ મહાન નરના નામને જાત પરજાતમાં ખોટું લગાડતા હતા; અને જેઓને કાંઇ દુરંદેશી હતી તેઓ તો અશો જીસસ ક્રાઇસ્ટ સાહેબના ચિત્રમાં સેહેજ ફેરફાર કરી તેને પોતાના પેગમ્બરની સબી માનીને તેની ભાવના કરતા હતા.

આ મામલો જોઇ કેટલાંક વર્ષોની મહેનત લઇ કેટલીક મુશ્કેલીથી માત્ર શબ્દોનાં વર્ણન ઉપરથી કેટલાક પારસી આર્ટીસ્ટો પાસ એક બે ચિત્રો તૈયાર કરાવ્યાં, પણ તેઓ મને સંતોષ આપી શકયાં નહિ. એક ચિત્ર તૈયાર થયું તેની કથા જાણવા જોગ છે. હોનોલુલુ (હવાઇ ટાપુ) વાળા મારા મિત્ર ડો. માર્કવેસ, જેઓએ "Human Aura" ["માનવીનુ ખોરેહ"] ઉપર એક પુસ્તક લખ્યું હતું, તેમનો ઇરાદો આ પુસ્તકની બીજી આવૃત્તિમાં સઘળા પેગમ્બરો વગેરેનાં ખોરેહ આપવાનો હોવાથી તેઓએ મારી પાસ અશો જરથોસ્ત સાહેબની સબી માગી. જેથી મેં ઉપલી સબી એવી શરતે મોકલી આપી કે તેની થોડીક રંગીન નકલો મને મોકલી આપે. ઓઇલ પેન્ટ સબી અહીંથી મોકલાવી, પણ પાંચ વર્ષ સુધી તેનો પતોજ નહિ મળવાથી બીજી સબી રંગાવાનો ઠરાવ કીધો, પણ તેટલાં તો આર્ટીસ્ટ બીચારાએ આપઘાત કરી પોતાનો અંત આણ્યો. આથી એક બીજા આર્ટીસ્ટને આ કામ સોપ્યું, જેવણે એક ચિત્ર "ક્રેયોન પેન" નુ બનાવ્યું, પણ તે મને સંતોષકારક લાગુ નહિ, અને આ આર્ટીસ્ટ પણ ગુજરી ગયા! આ પછી એક ત્રીજા જાણીતા આર્ટીસ્ટ મી. મંચેરશાહ ફ. પીઠાવાળાને આ કામ સોંપ્યું, જેઓએ ફરી ફરીને કેટલીક કોશેશો કીધા પછી, કેટલાંક "કૉમ્બીનેશન્સ" ની મદદથી એક ચિત્ર ઉપજાવ્યું, એટલામાં પહેલાં ચિત્રના સમાચાર ડૉ. માર્કવેસ તરફથી મલ્યા કે લાંબો વખત તે ચિત્ર ન્યુયોર્કના કસ્ટમ હાઉસમા ગેરવલ્લે રહ્યા પછી તે બગડેલી હાલતમાં તેમને મળ્યું છે, જે સુધરાવીને તેઓએ પોતાની ટેબલ સામે ટાંગ્યુ છે!

મી. મનચેરશાહવાળુ ચિત્ર જે બહુ મુશ્કેલીથી ઉપજાવ્યું છે, કારણકે તેમના મન ઉપર મારા મનની છાપ આબેહુબ લઇ જવી અશક્ય હતું, તે પણ માત્ર અસલ દર્શનની અતી ઝાંખી અને ખ્યાલી; નકલ છે, કારણકે જે કાંઇ મિનોઇમાં હૈયાત છે તે ખાકી કંતાન ઉપર કે ચોપડાના સફા ઉપર લાવી શકાયજ નહિ. તો પણ અહીં એક માત્ર કામચલાઉ કોશેશ કરવામાં આવી છે.

મીસીસ બેઝંટ સાથની ખાનગી વાતચીત દરમ્યાન એક વાર તેઓએ મને જણાવ્યું હતું કે તેમને પણ અશો જરથોરત સાહેબે દેખાવ આપ્યો હતો, તેથી તાલો મેળવવા આ ચિત્ર મેં તેમની પાસ ચેક કરાવવા, અને કાંઇ ખામી હોય તો સુધારવાની સુચના કરવા, વાજબી ધાર્યું. તેઓ ઇંગલાંડ પધારવા મુંબઇ આવનાર હતાં, પણ અહીં માત્ર બે ત્રણ કલાક મળે અને તેમના વખત ઉપર દબાણુ પુષ્કળ હોવાથી મેં તેમને કલ્યાણીના સ્ટેશન ઉપર મળવા ઠરાવ કીધો. તે પ્રમાણે ત્યાં જઇ તેમને મેં આ ચિત્ર બતાવ્યું. દસેક મીનીટ એક ચિતે જોયા પછી તેઓ બોલ્યાં:-

"It's fair, It's fair."

આથી વધારે સત્તાધારી ખાત્રી આપણુ મેળવી શકતા નથી. વળી આ સબીની બીજી નકલો જ્યારે તૈયાર થઇ ત્યારે તેમાંની થોડીક નકલો એક મિત્ર ઉપર મોકલવાથી તેઓએ લખ્યું (જાનેવારી ૧૯૦૮) કે- "તમોએ મોકલેલાં જરથોસ્ત સાહેબનાં પાંચ ચિત્રો પોહતાં હતાં. એમાંથી એક મારે ખરચે ફ્રેમ કરાવી E.S.T. રૂમમાં [બનારસ] મારે હાથેજ ટાંગ્યું છે. મીસીસ બેઝંટ ચિત્ર જોઇ ખુશી થયાં છે અને કહેવા લાગ્યાં કે, 'મેં જોયું હતું તેના કરતાં આ ચિત્ર વધુ સારૂ છે," આ ઉપરથી જણાશે કે આ સબી મીસીસ બેઝંટે એકથી વધુ વાર પસંદ કીધી છે; એટલુંજ નહિ, **અસલ** ચિત્ર બે વાર ઇંગ્લાંડ જઇ આવ્યા પછી કેટલાંક વર્ષ થયાં તે અડયારમાં પૂણ્યસ્થાન (Shrine) માં બીજા અશો મહાત્માઓનાં મુબારક ચિત્રો સાથે બીરાજે છે-[પુંજાય છે.]-કે જ્યાં બીજી ગમે તેવી સબી દાખલ થઇ શકતી નથી.

આ સબી ઉપરથી પેહેલાં તો ફોટોગ્રાફ લઇ તેની નકલો ઉપજાવી કેટલાક ભાઇઓને ખાનગીમાં ધ્યાન કરવા માટે આપી હતી, પણુ તે વાત બહાર આવવાથી જાહેરમાં મારી ઉપર "ઠગાઇ"નું તોહોમત મુકાયું, જે ખોટું ઠરાવવાને જાહેરમાં ઘોંઘાટ કરવો વાજબી નહિ લાગવાથી આશરે બે હજાર નકલો બાળી નાંખી કે તેમાંની કોઇ નકલ કોઇના હાથમાં જાય નહિ!

પણુ એક સત્તાવાર છબીની માંગણી કોમમાં ચાલુજ રહી હતી. જેઓએ અસલ ચિત્ર જોયું હતું તેઓનો આગ્રહ ચાલુ રહ્યો, કારણકે જેમ જેમ જાહેરમાં ચર્ચા વધતી ગઇ તેમ તેમ માગણી પણુ ચાલુ રહી, અને કેટલાક ભાવિક સેવકો સારી સબીની ગેરહાજરીમાં ગમે તેની "ભક્તિ" કરવા લાગ્યા. મારો વિચાર હવે કાંઇ કરવું તે સારૂજ કરવું એવો હોવાથી રંગીન નકલો કરી મંગાવવાનો હતો; પણુ તેમ કરતાં નાણાની મોટી રકમ જોઇએ. મી૦ પેશીતન ટી. પાવરીના એક બાનુ મિત્રને થયલાં દર્શન ઉપરથી જ્યારે તેમનાં જોવામાં આમાંની એક નકલ આવી ત્યારે તેઓ એટલાં ખુશી થઇ ગયાં કે મી. પાવરીએ એક મોટી રકમ કાઢી આપી; અસલ ચિત્ર ઇગ્લાંડ મોકલ્યું; તેની ત્રણુ ચાર રંગીન આવૃત્તિઓ મળી આશરે છ હજાર નકલો બહાર પડી; જેમાંની કેટલીક નકલો હિંદુ, ક્રીશ્ચીયન, બુદ્ધિસ્ટ, ઇસલામ વગેરે ભાઇઓના ભક્તિ કરવાનાં પુણ્ય સ્થાનોમાં તેમના પોતાના "પેગમ્બરો" ભેગાં આરાધાય છે.



મી. સી. ડબલ્યુ. લેડબીટર સને ૧૮૯૯ના ફેબ્રુવારી મહીનાનાં "થીઓસોફીકલ રીવ્યુ" માં ન ધારેલી અંતર્દષ્ટિ માટે જે ખુલાસો કરે છે તે આ બાબત ઉપર કાંઇ રોશની ફેંકે છે:—

"*Unintentional Clairvoyance.* Under this heading we may group together all those cases in which visions of some event which is taking place at a distance are seen quite unexpectedly and without any kind of preparation. There are people who are subject to such visions, while there are many others to whom such a thing will happen only *once in a life time.* The visions are of all kinds and of all degrees of completeness, and apparently may be produced by various causes. Sometimes the reason of the vision is obvious, and the matter of the *gravest importance*; and other times no reason at all is discoverable, and the events shown seem of the most trivial nature. Sometimes these glimpses of the super-physical faculty come as waking visions, and sometimes they manifest *during sleep* as vivid or oft-repeated dreams. In this latter case the subject employed is perhaps usually of the kind assigned to our fourth sub-division of clairvoyance.

in space, for the sleeping man often travels in his astral body to some spot with which his affections or interests are closely connected, and simply watches what takes place there; in the former it seems probable that the second type of clairvoyance, by means of the astral current, is called into requisition. But in this case the current or tube is formed *quite unconsciously*, and is often the automatic result of a strong thought or emotion projected from one end or the other—either from the seer or *the person who is seen.*"

"(૩) **ન ધારેલી અંતર્દષ્ટિઃ**—આ મથાળાં તળે આપણે પેલા સઘળા દાખલાઓ એકઠા લઇશું કે જેઓમાં કાંઇ દુર દરાજ બનતો બનાવ તદન વકી રાખ્યા વગર અને કાંઇ પણ જાતની તૈયારી કરી રાખ્યા વગર દેખાય છે. કેટલાંક લોકો એવાં પણ છે કે જેઓ આવાં **દર્શનોને** લાયક હોય છે, જ્યારે ઘણુંક લોકો વળી પોતાની જીંદગીમાં એવું દર્શન **માત્ર એકજવાર** **જુએ** છે. આ દર્શનો પૂર્ણતામાં સઘળી જાતનાં અને સઘળી ભાતનાં હોય છે, અને દેખીતી રીતે તરેહવાર સબબોથી ઉત્પન્ન કરી શકાય છે. કેટલીકવાર એવાં દર્શનોનાં કારણો ખુલ્લાં હોય છે અને તેને લગતી બાબત **ગંભીર અગત્ય ધરાવતી હોય**, અને વળી બીજી વાર કોઇ પણ કારણુ શોધી શકાતું નથી, અને જે બનાવો દેખાયા હોય તે દમવગરના હોય છે. કેટલીક વાર રૂહાની શક્તિના આ ચમકારાઓનાં જાગૃત હાલતમાં દર્શન થાય છે. અને કેટલીકવાર તેઓ **ઉંઘમાં** અથવા વારે વારે સ્પષ્ટ રીતે દેખાતા સ્વપ્ન રૂપે પ્રગટ થાય છે. આ છેલ્લી બાબતમાં જે નજર અથવા દષ્ટિનો ઉપયોગ કરવામાં આવે છે તે કદાચ હંમેશાં આકાશમાં જોવાની દૃષ્ટિના ચોથા ઉપવર્ગમાં આવેલી દષ્ટિની જાતની હોય છે, કારણકે ઉંઘતો માણસ વારેવાર સુક્ષ્મ શરીરમાં તેનો ચાહ અથવા લાભ જ્યાં મજબુત સમાયલો હોય તેવી જગ્યામાં મુસાફરી કરે છે, અને ત્યાં શું બને છે તે માત્ર નિહાળે છે; પણ આગલા દાખલા માં તો બીજી જાતની અંતર્દષ્ટિને ઍસ્ટ્રલ પ્રવાહની મારફતે આમંત્રણ કરવામાં આવે એ બનવા જોગ છે. પણ આ દાખલામાં પેલો [જોવાનો] પ્રવાહ અથવા નળી **તદન અજાણપણે** બને છે અને વારેવાર તે એક અથવા **બીજે છેડેથી** બહાર પાડેલા એક મજબુત વિચાર અથવા લાગણીનુ પરિણામ હોય છે—જે યા તો તે જોનાર [ચેલા] તરફથી યા તો જે **દર્શન આપે** તે [ગુરૂ] **તરફથી** હોય."

[*** ઉપલી સહમજમાં ધ્યાન ખેંચવાં મેં કેટલાક શબ્દો ઇટાલીક કીધા છે.]

મારા મિત્ર ભાઇ નશરવાનજી મંનચેરજી દેશાઇનો આશરે ૪૦૦ માઇલથી આવેલો નીચલો પત્ર આ સબીના સંબંધમાં જાણવા જોગ છેઃ-

ઇલીચપુર, તા. ૨૩મી મે ૧૯૦૪

"મેહેરબાન સલામત વહાલા ભાઇજી નોશેરવાનજી-

"...અશો જરથોસ્ત સાહેબની સબી મલી છે. તમો ભાઇની કેટલી બધી ભક્તિ! કેટલી બધી રંજ લઇને એ નીપજાવી છે! તમોએ મને લગભગ એવુંજ ચિત્ર ઍસ્નલ ઉપર દેખાડયું હતું; ફરક માત્ર તેમાં એટલોજ હતો કે જ્યારે તમે ઍસ્નલ ઉપર મને તે ચિત્ર દેખાડયું ત્યારે તે ચિત્ર સામને હાથમાં ધરતાં ચિત્રનો ફેસ [ચેહેરો] સેહેજ ડાબા હાથ તરફ ઢળેલો દેખાતો હતો જ્યારે આ ચિત્રનો ફેસ સેહેજ જમણા હાથ ઉપર ઢળેલો છે!*

"કાંઇ પણ સહરાગત વગર કહેવાઇ શકાય કે અત્યાર સુધીમાં મારાં જોયલાં અશો જરથોસ્ત સાહેબનાં ચિત્રોમાં આ ઘણું સુંદર છે, યાને કે **reality** [ખરાપણું] તરફ વધારે છે, કારણ કે આ ચિત્રનો **Face** [ચહેરો] કાંઇજ નહીંતર એક **Persian type** [ઇરાની મૂર્ત્ત] નો ખુલ્લો જણાઇ આવે છે. ઘણીએક તરેહવાર સબીઓમાં ભેલી નાખો તોબી કોઇ કહી શકે કે આ કોઇ જરથોસ્તી દસ્તુર છે અથવા તો ઇરાની મહાપુરૂષ છે. તમારા માત્ર શબ્દોનાં વર્ણનથી પણ આટલી બધી **originality** [અસલીયાત] કેમ આવી હશે એ પણ એક **miracle** [મોજેજો] જ છે. કાંય નહીં તે અશો સાહેબનો પોતાનો અથવા તેમના કોઇ શાગેર્દનો એ કામમાં હાથ હોય યાને પેન્ટર અથવા ફોટોગ્રાફરને **suggestion** [સુચના] કીધી હોય? કાંઇબી હોય પણ તમારી જેહેમતથી કાંઇ પણ નીપજ્યું છે, અને તેને માટે ઘણો હરખ થાય છે. આવી બતંગ હાલત છતાં તમો આવું આવું કામ કરો છો યાને "પાતાલમાં પાણી ચલાવો છો" તેની મુસીબતો અને રંજનો ખ્યાલબી તમોજ જાણો.

"ઇશ્વર તમોને સહાય થાઓ! આમીન!

લા. તાબેદાર ભાઇ તમારો;

"નોશરનો ચાહ ભર્યો નમસ્કાર,"

---

* ઍસ્નલ પદાર્થ "મિનોઇ પાણી" હોવાથી જેમ પાણીમાં પ્રતિબિંબ ઉલટું દેખાય છે તેમ એ ભુવન ઉપર પણ બાજુઓ ઉલટી દેખાય છે.

# ભલાની ભલી યાદમાં.

મહેરબાન બાઇજી મારદેહાર,

પુજ્ય મહાત્મા નશરવાનજી ફ૦ બીલીમોરીયા હુજરી ગયાના ઘણા ખેદકારક સમાચાર ગઈ તા૦ ૧૭મીના જામે જમશેદમાં મેં વાંચ્યા છે.

દુનીયાઇ નજરે ખેદ થાય છે, ત્યારે આત્મીક નજરે આનંદ થાય છે. કેમકે મરહુમ મહાત્મા ઘણાં વરસોની શારીરીક પીડા તથા બેચેની સહન કર્યા પછી હવે હજારો વરસો સુધી ઉંચામાં ઉંચા સ્વર્ગનું સુખ ભોગવવાને સ્થુલ શરીરનાં કેદખાનામાંથી છુટા થયા છે, અને તેથી તેઓ સાહેબ માણસ જાત તેમજ જનાવરોની ઘણી વધારે સંગીન સેવાઓ અણુદીઠ દુનીયાંમાંથી કરવાને શકતીવાન થશે.

સ્થુળ શરીરમાં તેઓ સાહેબ કેટલા બધા દુખી હતા તે સંબંધી તેઓ સાહેબે મને કેટલાક પત્રો લખેલા છે, અને બીજી રીતે પણ તેઓ સાહેબની આર્થીક સ્થીતિ તથા મુશકેલીનો મને જાતી અનુભવ છે. મહા દયાળુ જીવાત્માઓને એકજ જીંદગીમાં અગાઉની ઘણી જીંદગીઓનાં ખરાબ કર્મોનાં માઠાં પરીણામો કર્મ દેવતાઓ ભોગવાવી લે છે, તેવા એક નસીબદાર જીવાત્મા આપના પુજ્ય પીતાશ્રી હતા.

તેઓ સાહેબે પ્રસીદ્ધ કરેલું તથા આપે ચાલુ રાખેલું યેશગ માણુસ જાત માટે સ્વર્ગનો ભોમીઓ કહેવાવાને દરેક રીતે લાયક છે. અને તે મહાપવીત્ર માસીક મારફતે મરહુમ સાહેબ તેમજ આપ માણુસ જાત ઉપર ઘણો મોટો ઉપકાર કરો છો, અને સેંકડો કુટુંબોમાં ફીરેશતાઇ જીંદગી ગુજારવાની ઉલટ ફેલાવો છો, તે માટે તમામ કોમોના હીંદીવાનો તરફથી આજે હું આપના પુજ્ય પીતાશ્રી તેમજ આપનો જાહેર રીતે ઉપકાર માનું છું.

આપના પુજ્ય પીતાશ્રી મહાત્મા કહેવાવાને દરેક રીતે લાયક છે, અને જો તમામ કોમના હીંદીવાનો ભવીશ્યમાં તા૦ ૧૫ મી આગસ્ટ તેઓ સાહેબની જયંતી તરીકે પાળશે, તે પવીત્ર દીવસે ખાસ કરીને તેઓ સાહેબની ફીરેશતાઇ જીંદગીનો ખ્યાલ કરીને તેમની માફક જગત સેવા કરવાનો ઠરાવ કરશે તો તેથી મારા દેશબંધુઓ તથા બ્હેનો પોતાની એક ઘણી પવીત્ર ફરજ બજાવશે એમ હું માનું છું.

ચેરાગનાં વાંચનારાં હરેક બહેન તથા હરેક ભાઇ પુજ્ય મરહુમ મહાત્મા શ્રી નશરવાનજીની પેઠે ફીરૈસ્તાઇ જીંદગી ગુજારવાનો ઠરાવ કરીને છેવટે **ઉંચામાં ઉંચા સ્વર્ગનું સુખ હજારો વરસો સુધી ભોગવવાને હકદાર થાય** એવી મારી પ્રાર્થના છે.

જુનાગઢ,<br>
તા૦ ૨૦-૮-૧૯૨૨

આપનો સેવક

**લાભશંકર લક્ષ્મીદાસ**

'ચેરાગ' ભ્રાતૃ મંડળનો પુજારી.

---

"Who has not felt that the sharpness of extreme grief cuts and grinds away many of those strongest bonds of infirmity and doubt which bind down the souls of men to the cabined darkness of the hour; and that from the cloud and thunderstorm often swoops the Olympian eagle that can ravish us aloft." –*Zanoni*.



"Even if infirmity creep upon age, the mind still triumphs over the mortal clay and in the quiet hermitage, among books, and from thoughts, keeps the great wheel within everlastingly in motion."

—*The Pilgrims of the Rhine.* (Lord Lytton.)



"Peace, peace! he is not dead, he doth not sleep—<br>
He hath awakened from the dream of life—<br>
'Tis we who, lost in stormy visions, keep<br>
With phantoms an unprofitable strife."

—*Shelley*.



"Patience! It is labor itself that is the great purifier of the mind, and by degrees the secrets will grow upon thyself as thy mind becomes riper to receive them."—*Zanoni*.

# ન. ફ. બી.

"છોડ જા મત અકેલા યહાં ઇસ ફના મુકામમેં."

મીનોઇ રહેબરની અનુપમ હૈયાતીનો ઝાંખો ખ્યાલ બરપા કરનાર તેવણુ પંચેપંચ જરથોસ્તી હતા. હમારા બાપીકા મજહબની મીનોઇ પ્રૌઢતાને તેની અસલી ટોંચે પુગાડવાની પહેલ કરનાર તેવણુ પોતાના પેગંબરના સાચ્ચા યજમાન અને ખરાં અંતકરણના મજદયસ્ની હતા. એક ચુસ્ત થીઑસૉફીસ્ત તરીકે હમારા મીનોઇ વારસાનું વીલ તેવણે વાંચી તેનો બારીક અભ્યાસ કીધો હતો. તેવણુ એક સુફી હતા, તેવણુ એક ફકીર હતા, તેવણુ એક નાતવાન તબીઅત વગરના યોગી હતા. દુન્યાની સુકી લીલી જોઇ ચુકેલા તેવણુ મારા ઝઇફ મીત્રની હૈયાતીની તકલીફો જો વીગતવારે રજુ કરૂં તો તેવણના કાંઇક સાચ્ચા મીત્રોની આંખોમાં પણ ભીનાસ આવશે. એક ખાલેસ, ખોદા અને પોતાના પેગંબરના નોકર તરીકે આએ જરથોસ્તીના માર્ગમાં જે નડતલો, અડચણો અને ઝબુન ફટકાઓ તેવણુ પર ગુજર્યા છે, તેનો ખ્યાલ વટીક મારા જેવા ભલાં યકીનના તેવણના નાદાન દોસ્તને ધ્રુજાવાને પુરતો છે. મોતના કારી ઝખમોએ તેવણુને છોડયા નથી અને તેણે માંગેલી વહાલીમાં વહાલી ચીજો અર્પણ કરી ચુકા હતા. પૈસા વગરની તંગીમાં પણ પોતાનું યકીન એવું મક્કમ રાખનાર તેવણુ હતા, કે હાલતે ગરીબ છતાં અંતકરણે એક ખાલેસ દીલના સખી તેવણુ હતા. બાકી શરીરની તરેહવાર ખામીઓ તેવણુને નાતવાન બનાવી ચુકી હતી, પણ કમતાકાત છતાં તેવણે પોતાના બાકી શરીરને છેલ્લી ઘડી સુધી કામ કરતું રાખ્યું હતું.

"ગોલવાડ ગલી"ના અમારા ઝઇફ ચેરાગ અધીપતીના દોસ્તો(?) હવે "મલબાર હીલ" ઓફીસમાંથી ગાલો ભાંડવાનું ભુલે તો સારૂં. કાંઇ રાહના ભુલેલાં ગરીબ અને મધ્યમ વર્ગના દીનદારોને ચેરાગે ઝાંખું અજવાલું આપ્યું છે. કાંઇક જીંદગીના બીકટ સવાલોના ગુંચવાડાને એ મારા "બહેદીન" અધીપતી દોસ્તે તોડયા છે. હમારા પવીત્ર પેગંબરની પેલી તસ્વીર આ જઇફ યજમાને પોતાની ઓફીસમાંથી જે પ્રગટ કરી છે, તે આજે કાંઇક ધાર્મીક અને યકીનવાલા જીગરના ઘરોમાં એક મીનોઇ બંદગીનું સાધન છે. મીનોઇ હમારા તે રહેબરનો નુરી ચેહેરો જે એ તસ્વીરમાં પ્રકાશે છે, તે જોઇએ તો કલ્પીત હો, યા ખરો હો, પણ તેની રોજીંદી યાદ અને દર્શને મને ઘણી કીંમતી પલોની મજાહ ચખાડી છે.

(એક મારા મીત્રે મને એક વખતે ઘણી અજાયબ જેવી વાત કહી હતી. બરમાની રાજધાનીમાં એક જરથોસ્તી બેરાદરની દીકરીનો એ તસવીર પર મીનોઘ્ન પ્યાર બેઠેલો હતો. જે વખતે તેણી વાત કરતી ત્યારે રોજ કહેતી હતી કે "મારૂં મોત ત્યારે સમજવું કે જયારે આ અશો રહેઅરની તસવીર પોતાની મેલે નીચે તુટી પડે અને ભાંગી જાય." એક દીવસે એતેફાકથી તસવીર આપોઆપ નીચે પડીને ચુરો થઇ ગઇ અને તેજ દીવસે તે છોકરી પણ કોઇ ઓચીંતી બીમારીથી ગુજરી ગઇ. આ કદાચ ઘણી અચંબો પમાડનારી વાત વાંચકોને લાગશે પણ જે વખતે લોર્ડ કીચનર ડુબી ગયા, તેની એક અઠવાડયાં આગમચ તેવણના ડ્રોઇંગ રૂમમાં ટાંગેલું British Shield તેના વાવટાઓ સાથે નીચે એકાએક તુટી પડયું. આ બાએની આગાહી પેલા જાણીતા ( Palmist "Cheiro" ) એ ઘણા મહીના આગલ કીધેલી હતી કે જયારેબી એ shield જમીનપર એકાએક તુટી પડશે ત્યારે ઇંગ્લંડનો એક ધરખમ અને બલવંત નર ઓચીંતો મરશે.) એજ તસવીરનાં દર્શનો મેં એવા એવા એક વખતના નાસ્તીકોના બંદગીના ઓરડામાં કીધેલાં છે, કે જેઓની પોતાના ધર્મ તરફની ઓચીંતી વલણે મને અજાયબ કીધો છે. ગાથાના પવીત્ર કલામોની શરેહ આ બહેદીન મારા દોસ્તે જે યકીનથી કીધી છે, તેને વાંચવી અને એક ખરાં અંતકરણની બંદગી કરવી બરોબર છે અને પેલું ચેરાગ ગોપાન્યું આ મારા ઝઇફ દોસ્તે કેવા બાપીકા પ્યારથી ઉછાળ્યું છે કેવા ભોગો આપ્યા છે, કેવા તાના અને ટપલા ખમ્યા છે, કેવી હાડમારીઓ ઉઠાવી છે, અને આજે મરે, કાલે મરે, એવા કાંઇક "ધરટલા"ઓમાંથી પણ તેને દવા પાઇને તટાર કીધું છે. આ ચેરાગ એ મારા ઝઇફ દોસ્ત કોમ માટે એક વારસો છોડી જાય છે, કે જેણે સેંકડોનાં ડામાડોલ જીગરમાં આતશ બરપા કીધો છે, જેણે કાંઇક જીગ્નાસુઓના માર્ગને પ્રકાશમંદ બનાવ્યો છે, જેણે હીંદુસ્તાનના દુરદરાજ ખુનામાં પણ પોતાનો પ્રવાસ કીધો છે. શું સંજોગો વચ્ચે ચેરાગનું નામ તેમણે શોધ્યું હશે કે એકલે હાથે, જાતી ભોગે, નાતવાની હાલત છતાં તેમાં ઘી પુરીને તેને પોતાની આ દુન્યાની આખેરની પલો તક જલતો જોવાને નસીબવંત બન્યા છે.

મોત માટે એ મારા દોસ્ત તૈયાર હતા, દુન્યાના કોઇબી હાદેસા માટે તેવણ ઘડાયલા હતા, અને એક જીગ્નાસુના માર્ગમાં જે અને જેટલા

હાદેસા નખાવા જોઇએ તે સર્વ આ મારા દોસ્તે અનુભવ્યા છે, ટાળ્યા છે અને છતાંબી તેથી બદતર તકલીફોમાંજ તેવણ હતા.

ન. ફ. બી. એક સાચ્ચો દોસ્ત, એક યકીનદાર જરથોસ્તી, એક ધાર્મીક થીઑસોફીસ્ત અને હાદેસાનો મારેલો આ દુન્યાનો મુસાફર હતો. "બ્લૅવેટસ્કી લોજ"ના તે દીવસો હું આજે યાદ કરૂં છું, કે જયારે કોમનો પેલો શણગાર મરહુમ ખ. ર. કામા અને આ મારા ઝંઇફ દોસ્ત ધર્મના બારીક બ્યાખ્યાનો પર ફીલસુફી અને ધર્મની રોશનીમાં બાયસ કરતા હતા. હું તે વરસોને યાદ કરૂ છું કે જયારે ચેરાગના પાનાંઓપર પોતાની અભ્યાસી કલમ ચલાવવાને કાંઇક મારા વીદવાન મીત્રો હરીફાઇ કરતા હતા. તે વખતનું ચેરાગ તે કોમનો ધાર્મીક આવાજ હતું અને તે આ-જેબી ચાલુ છે. કોમની આજની ગયલી ગુજરેલી હાલતપર અફસોસનું આંસુ નાંખીને ગમની ચુંક આ મારા મીત્ર ગલતા હતા. કારણકે ચેરાગનો પ્રકાશ તે કયાં સુધી અનદીઠ તકેદારી નાલાયકો માટે કરે. આ મારા મીત્રના ગુજરવા સાથે પારસી થીઓસોફીસ્ટોની ઝંઇફ સાંકલમાંની છેલ્લી કડી ખરી પડેલી હું સમજું છું. એક થીઓસોફીસ્ત તરીકે જે અમર યકીનથી પોતાની કોમના તરેહવાર હુમલાઓ છતાં એ મંડલને એવણ છેલ્લે સુધી ચીટકી રહયા છે, તેની નોંધ જરૂર રાખવી જોઇએ. ઘણાં મારા ધાર્મીક અને અભ્યાસી મીત્રો એક વખતે "બ્લેવેટસ્કી લોજ"ના તખતાને પોતાના બારીક અભ્યાસથી ધ્રુજાવતા હતા, તેઓ પણ એક પછી એક છોડીને આજે તદન અલગ થયા છે. જયારે આ મારા મીત્ર અને તેવણના બીજા "પુરાણા" મીત્રો મોતની ઘડી સુધી એક થીઓસોફીસ્ટ તરીકેજ જાહેર થયા છે. એક ચીવટ અભ્યાસી તરીકે એવણ પોતાની ઝંઇફ ઉમર છતાં ચેરાગમાં થી પુરતા હતા, અને તેબી ઘણું બારીક અભ્યાસનાં પરીણામ તરીકે વંચાતાં હતાં.

એક સાદાં મોતે તેવણ ખલાસ થયા છે. જંગલના ખુણામાં દુન્યાની શોરબકોરથી દુર એકાંતમાં તેવણે વનવાસ કીધો હતો અને ત્યાંજ ખતમ પણ થયા છે. સાધારણ નજરે તો ચેરાગનો એક મામુલી અખી-યતી તે કોમને માટે હોયો પણ સરખો અને ન હોયલો પણ ભલો. કોઇ તેવણની પરવા કરશે નહી. પણ મારૂં નાકેસ માનવું તો એ છે કે ખરા ન. ફ. બી. ને જેઓએ પીછાન્યા છે, તેઓના દીલમાં લાગશે કે કોમે એક સાચ્ચો, પ્રમાણીક અને કીમતવાન દોસ્ત ગુમાવ્યો છે. હું

તેવણુને હમેશાં એક સુફી તરીકે માનતો હતો અને તે નામને તેવણુ તદન લાયક હતા. દુન્યાની રચના, શારીરીક મજાહો, જાહેર માન અને દોડધામ એ સર્વથી માઇલ દુર તેવણુ ઉભેલા હતા. "નેઆજ" નામના ઉર્દુ શાયરે પોતાની એક ગજલમાં એક સુફીને નીચલી સતરો બોલતો ચીતારેલો છે કે જે એ મારા ઝઇફ મીત્રને તદન બંધ બેસ્તી છે.

ઇશ્કમે તેરે કોહે ગમ સીરપર લીઆ જો હો સો હો,
અએશો નીશાં વ જીદંગી છોડ દીઆ જો હો સો હો.
અકલકે મદરસેસે ઉઠ ઇશ્કકે મકૈદમે આ,
જામે ફનાએ બેખુદી અબ તો પીઆ જો હો સો હો.
લાગકી આગ લગ ગઇ તન બદન સીલગ ઉઠા,
રખતે વો જુદા જાનો તન કુઈ બચા જો હો સો હો.
મુજસે મરીજકુ તબીબ હાથ તુ અપના મત લગા,
મુજકુ ખોદાયે સોંપ દે બેહરે રજા જો હો સો હો.
હીજકી સબ મુસીબતેં અરજ કી ઉસકે રૂબરૂ,
નાજો અદાસે મુસકરા કહેને લગા જો હો સો હો.
હસતી કી હમ સરાએ મેં રાત કી રાત જો બૈઠ રહે,
સુબેહ અદમ હુઈ નમુદ ફેર તો ઉઠા જો હો સો હો.
પુછો ન મુજ ખરાબ સે ઇઆરો સલાહે કાર તુમ,
અપને તો અબ રહે નહી હોશ બજા જો હો સો હો.
દુનીઆ કે નેકો બદસે કામ હમકુ નેઆજ કુછ નહી,
આપ સે જો ગુજર ગયા ફેર ઉસે કયા જો હો સો હો.

સચાઇ માટેજ હૈયાતી ભોગવનારાઓ માટેનો બદલો આ દુન્યામાં નથી. અનદીઠ અકલીમના મીનોઇ મદદગારો એવાઓને ખોલ્લે દીલે બગલગીરી કરવા મીનોઇ મુકામે ઇંતેજાર ઉભેલા છે અને અહીંઆં આ મારો ઝઇફ નાતવાન દોસ્ત ધીમે ધીમે પોતાના કદમ ઠેરવતો ઠેરવતો તે મુકામે પુગે છે. ન. ફ. બી. તારૂં બીજું નામ સાદાઇ હતું. તું એ મીનોઇ ગુણુને ઇંચે ઇંચ લાયક હતો,

મીનોઇ મુકામ તારૂ રહેઠાણુ હોજો! મીનોઇ અભ્યાસનું રોશન એકાંત ભુવન તારી મજાહ હોજો! અને તે અનદીઠ મુલકમાંથી હમારી કોમના અંધેર કારોબાર તરફ તું નજર જયારે કરે, ત્યારે દયાનો એક કતરો ફેંકજે! કોમ તારા જેવા ગરીબ, સંતોષી અને અભ્યાસી જીગ્નાસુ વગર ખાલી છે. ખોદા અને તારા પેંગબરનો તને મીનોઇ હવાલો!

EMANUEL.

# મરહુમ નોશેરવાનજી ફરામજી બીલીમોરીયા.

## ભલા મિત્રની ભલી યાદમાં.

### લખનાર—ખરશેદજી જ. બ. વાહડીયા.

"One who never turned his back,
but marched breast forward,
Never doubted, clouds would break
Never dreamed, though right were worsted,
wrong would triumph
Held we fall to rise, are baffled to fight better,
Sleep to wake." *Browning.*

મંગલવાર તા. ૧૫મી ઓગસ્ટ ૧૯૨૨ ના દીવસે આ ગેતીની ફાની દુનિયામાંથી એક એવો એકમાર્ગી જરથોસ્તી જીવ અમર દુનિયામાં દાખલ થવા અહીંની રંજ ભરી મુસાફરીથી ફારેગ થઈ મઝદાની મીનોઇ રોશની માટે તલબ કરતો આકાશી ભુવન ઉપર વિદાય થયો છે, કે જે જરથોસ્તી જીવનની બોધદાયક જીંદગીએ ઘણાક જીગરોને આભારી કર્યાં છે. આભારી પોતાની મોટાઇથી નહિ, આભારી કંઇ પોતાના પૈસાના જોરથી નહિ, પણ ઘણાકોને આભારી કર્યા છે પોતાની નમનતાઇ ભરી ચાલથી, આભારી કર્યા છે પોતાના એલમ અને જ્ઞાનના જોરથી. અતીશય ગરીબ અવસ્થામાં જન્મી, ગર ગામડેની ટુંક કેળવણી લઇ, આપ બળથી ગુજરાતી અને ઇંગ્રેજી ભાષાઓનો પુરો અભ્યાસ કરી પોતાની જીંદગી ગમે એવી ગરીબીમાં પણ "વિદ્યા દેવી" ને અર્પણ કરવી એ થોડાંઓનાજ નસીબમાં હોય છે, અને તેવાં ગણત્રીના ગણાય એટલાં થોડાંઓમાં ભલી યાદના આપણા મરહુમ મિત્ર નોશીરવાન હતા. આખી સીત્તેર વરસની જીંદગી એઓએ એવી તો રગડમાં કાઢી હતી કે કુટુંબ કબીલાનુ જે છેવટ લગીનુ સંપુર્ણ સુખ, તે જોકે કમનસીબે તેવણ ભોગવતા નહિ હતા, છતાં ગરીબીમાં પણ અતીશય આબરૂથી પોતે પોતાનુ અને કુટુંબનું ગુજરાન કરતા હતા, અને પોતાનાં બચ્ચાંઓને કેળવવા અને દુનિયામાં દરેક રીતે લાયક થવા પોતાની જાતી જીંદગીનો બોધ એવણ આપતા હતા. "પ્રીન્ટર" તરીકે ગરીબ નોકરીની શરૂઆત કરી એક વેળા સારી રીતે ધીકતાં "ચેરાગ" પ્રીંટીંગ પ્રેસના એવણ માલેક થયા હતા, અને

જાતી જેન હોવાથી જીંદગીની આખેરી સુધી પોતાના અતી પ્યારાં ચોપાન્યાં "વૈરાગ" માં અધીપતી તરીકે ઘણાંક વરસો સુધી કલમનું જોર અજમાવ્યું હતું. એમની કલમનું જોર કંઇ વિશેષ હતું! તે જેટલું ફીલસુફીભર્યું હતું, તેટલું કોઇ કોઇ વાર રમુજી ને કોઇ કોઇ વાર "ચટકો" લગાડનારૂં કે કોઈ કોઇ વાર "ટકોરા" મારનારૂં હતું. પણ તે સર્વ "ચટકા" કે "ટકોરા" ની પાછળ એક નિર્દોષ નીખાલેસ હઇડું તેવન ધરાવતા હતા, જે એવણુની અશો જરથોસ્ત તરફની ફીદાગીરીનુંજ પરીણામ હતું. બચપણુથીજ કંઇક લેખકની વલણુ એવણુ લઇ આવ્યા હતા, અને જવાન વયેથીજ ભારી વાંચનનો શોખ અને લખવાનું હેત એવનને હઇડે હતું. છેક ૧૮૮૧માં "મજદયસ્ન અથવા જરથોસ્તી ધર્મ, તેનું પડી ભાગવું" એવે નામનાં ચોપાન્યાંથી લેખક તરીકે એવણુ બાહેર પડયા હતા, તે છેવટે પોતાની મોતની ઘડી લગી કંઇ સેંકડો આર્ટીકલો ગુજરાતીમાં તેમજ અંગ્રેજીમાં એવણે લખી કાઢી હતી, જે પોતાના પુખ્ત અભ્યાસનાં પરીણામ દાખલ ધીરજથી અને કુનેહથી એવણુ બાહેર પાડતા હતા. ૧૮૮૬ માં તેવણુ જાણીતી થીઓસોફીકલ સોસાયટીમાં દાખલ થયા, અને તેના મરહુમ સ્થાપકો મેડમ એચ. પી. બ્લાવાટસ્કી અને કર્નલ હેનરી સ્તીલ ઓલકોટના એવણુ અંગત અને જાની મીત્ર હતા, અને થીઓસોફી ઉપરે એવણુની ફીદાગીરી અતીશય હતી, જે જરથોસ્તી દીન માટેની તેવણુની ઓસતેવારીથી કોઇ રીતે ઉતરતી ન હતી. મેં ઉપર કહ્યું તેમ એવણુની કલમમાં જેમ "ફીલસૂફી"નું તત્વ હતું, તેમ વળી "રમુજ" ને નિર્દોષ ટાહુકા ટુચકાનું તત્વ બી જાયજ હતું, તે એટલાં સુધી કે આગલા સાલોમાં "પારસી પંચ" જેવાં રમુજી ચોપાન્યાઓમાં કે "સ્ત્રી બોધ" જેવાં સંસારી ચોપાન્યાઓમાં પણ તેઓ ચાલુ લખાણો કરતા હતા. "ગુલ અફશાન" ચોપાન્યાં સાથે વૈરાગ નામના આગલા અંકોના ત્રણુ વોલ્યુમો બાહેર પડેલાં, તેમાં મોટે ભાગે થીઓસોફીનું અને જરથોસ્તી દીનનું જ્ઞાન એવણુ જાહેર કરતા, અને ધાર્મિક "યજદાં પરસ્ત" અઠવાડીક પત્રમાં કે માસીક "રાહેરોશન" ચોપાન્યાંમાં ધાર્મીક લખાણો એવણુ દીપાવતા હતા. જરથોસ્તી મહજબને લગતાં કે થીઓસોફીને લગતાં ઘણાંક લખાણો અને આર્ટીકલો અત્રેના કે ઇંગ્લંડ, અને અમેરીકાના ચોપાન્યાઓમાં એવણુ છપાવતા અને "એડીટ" કરતા. મુંબઇની બ્લાવાટસકી લોજના ૧૮૮૬ માં એવણુ સભાસદ થયલા અને તેજ લોજની એવી એવી સારી સેવાઓ કીધેલી, કે ૧૯૧૬ માં

આ બહના લખનારની મજબુત ભલામણથી એવણને એ પુરાણી લોજના પહેલવહેલા "ઓનરરી લાઇફ મેમબર" નું અનુપમ માન મલેલું. અને થીઓસોફીકલ સોસાયટીના કહેવાતા આગેવાન સભાસદો બ્લાવાટસ્કી લોજમાંથી નીકળી જઇ અલગ થયલા ત્યારે આ વીરલા બીલીમોરીયા સત્યની લડત લડવા અંદર રહેલા અને આ કમીની લીટીઓના લખનાર-ના ધાડા સમાગમમાં આવી ઘણીક રીતના ઉત્તમ બોધોથી "લોજ" ને અને તેના વફાદાર સભાસદોને એવણે પોતાના ખુજરૌગ આશીર્વાદથી નવાજેલા. એમના ધરખમ યાદગાર પુસ્તકોમાં ઇંગ્રેજીમાં પ્રગટ કીધેલું "Zoroastrianism in the Light of Theosophy" એવણને અહીંના અને વિલાયતના વિદ્વાનોની વચ્ચે નામના કરાવી આપનારૂં પુસ્તક માલમ પડ્યું; જયારે ગુજરાતી સાહીત્યમાં જરથોસ્તી દીનને લગતાં ચાર પુસ્તકો નવજોત પોથી, જરથોસ્તી ફરજીયાત, જરથોસ્તી રાહબર, અને અશો જરથોસ્તનો પેગામ, એક સાચ્ચા જરથોસ્તીની જીંદગીના ચાર મહાન તબકકાની યાદ આપતા થાંભલાઓ મીસાલ આવતી ઓલાદને પુગાડી ગયલા દીની ખજાના તરીકે કામ લાગશે. પણ સૌથી જયાદા પોતાના પ્યારા પેગામબરની છબી—અશો જરથુસ્ત્ર સાહેબનું રંગીન ચીત્ર—એવણની કલ્પના શકતીનો જીવતો પુરાવો હતો, જેની અંદરના સુંદર રંગોનું મિશ્રણ એવણના મન મગજે કાર્ય કરેલું જાહેરમાં પ્રગટ થયું હતુ. ખુદા એવણના મિનોઇ રૂહને શાંતી બક્ષે અને તે આસમાની જેહાનમાં તેઓનું "સ્તાન" આગળ અને આગળ વધી પોતાની "ફ્રવષી"ની સાથે હમશરીક થઇ પરવરદેગારની સાથે "પૈવંદ" કરે, એજ બંદગી ખુદા આમીન કરે !



## ગરોથમાની નૌશીરવાનજી ફરામજી બીલીમોરીયા

### (ચેરાગના અધીપતી)

સોહે પીયાકે મનકો ગાનેકા ઉપજ તાન,—શાહ.
નેક નૌશીરવાનજી ગયા રે ગરોથમાન,
ચેરાગ નેકીનો લઇ; ખુદાઇ રાહ જગતને બતાવી,
ખરા ભલા વિદ્વાન.—નેક નૌશીરવાન.
દીન અને દુનીયાની સારી,
ફરજ બજાવી બહુજ ભારી;
વીદીયા છતાંએ નહિ અભીમાન,
ઇમાનદાર ને ગુણવાન.—નેક નૌશીરવાન.

ભી. મા. હો. બારીઆયા.

## મરહુમ મો૦ નશરવાનજી ફરામજી બીલીમોર્યા.

### તેમની સેવાઓની યાદ.

મી૦ એડીટર,

તમારી કટારોમાં ભાઇ નશરવાનજી બીલીમોરીયાના વાઘરેચ ગામ ખાતે થયલાં મરણની નોંધ વાંચી જેઓ એ મરહુમને ઓળખતા હતા તેઓને એઓની બાહોશી તથા સેવાઓની યાદ આવી હશે. ઘણા એક વરસ થયાં બીલીમોરાની નજદીકનાં એક ગામમાં એઓએ વસવાટ કરેલો હોવાથી હાલમાં એમનું નામ જાહેરમાં આવતું નથી. પણ એ ભાઇએ જરથોસ્તી ધર્મની જે સેવા બજાવી છે તે ભૂલી જવી જોઇતી નથી. મરહુમ મહરથ ટાઇમ્સ ઓફ ઇંડીઆના છાપખાનામાં નોકરીએ હતા અને ત્યાર બાદ તેઓએ પોતાનું છાપખાનું કહાડયું હતું. જેઓ એમના સમાગમમાં આવ્યા હતા તેઓ ઉપર એઓની સાદાઇ તથા બાહોશીએ ઉંડી છાપ મારી હતી. જેને આપણે કેળવણી કહીયે છીયે, તેવી કેળવણી મરહુમે ઝાઝી લીધી ન હતી, છતાં જાતી બાહોશી, બહોળું વાંચણ તથા ધાર્મીક વૃતી વડે એઓ ધર્મના ગુહ્ય ભાગ ઉપર ઘણી રોશની નાખી શકતા હતા—એક ચુસ્ત થીઓસોફીસ્ટ તરીકે તેઓ ધર્મના ઉંડાણમાં ઉતરી શકયા હતા. અને તેની નજરે તેઓએ જરથોસ્તી ધર્મની ફીલસુફી ઉપર ઘણી રોશની નાખી હતી. "જરથોસ્તીરાહબર" નામનુ એમનું પુસ્તક આપણા ધર્મ અભ્યાસીઓ માટે ખરેખર એક ઉપયોગી પુસ્તક છે અને આપણા પાક મઝહબની ઘણીએક બાબદોનો ખુલાસો તેમાંથી આપણે મેળવી શકયે છીયે. "અશો જરથોસ્તનો પયગામ" નામની એમની બીજી કેતાબમાં ગાથા ઉપર એઓએ કાબેલ્યત ભરી શરેહ કરી છે જે પણ વીચારવા જોગ બાબદો પુરી પાડે છે, એમની "નવજોત પોથી" બાળકો માટે સાદા શબ્દમાં જાણવાજોગ સમજ આપે છે અને વરસો સુધી ચલાવેલા એમનાં "ચેરાગ" ચોપાન્યામાં આપણા ધર્મ તથા નીતીની બાબતોને લગતું ઘણું એક વાંચવા જોગ લખાણ આપણને એ ભાઇ પુરૂં પાડતા રહ્યા છે. "ચેરાગ"નાં પુસ્તકોમાં જાતજાતની ધાર્મીક બાબતો ઉપરનું સારૂં વાંચન આપણને મળી શકે છે. આપણે આશા રાખીશું કે એમના દીકરા ભાઇ અરદેશર

" ચેરાગ "ને નીભાવી રાખશે અને તે ચોપાન્યાની સેવાઓ આપણી કોમને ઘણાં વરસો સુધી મળતી રહેશે. " Zoroastrianism in the Light of Theosophy" નામનાં ઇંગ્રેજી પુસ્તકમાં મરહુમ નશરવાનજી બીલીમોરીયાએ અનેક લખનારાનાં લખાણોનો એક સારો તથા ઉપયોગી સંગ્રહ કર્યો છે જે પણ ધર્મ અભ્યાસીઓને આવકારદાયક લેખાવો જોઇયે છે. આવા એક ખંતીલા તથા બાહોશ લેખકનાં મરણથી આપણને ખરેખર એક ખોટ ગઇ છે અને તેમની મુંગે મોઢેની ધર્મ સેવાઓની યાદ એહસાનમંદી સાથે કરવાની આપણી ફરજ છે. ખુદાતાલા એમનાં રૂહને ઘણી શાંતી બક્ષો અને અશો શકતીઓના આશીર્વાદ મીનોઇ જેહાનમાં એ ભાઇને સદા પહોંચો!

**—જામે જમશેદ.**

લા૦ સેવક,

**જહાંગીર જમશેદજી વીમાદલાલ.**

---

હમને શોધી કાયા રે ભેદ અંતરકા પાયા જી.
ડુંગર ચડીયા દેખી મઢીયા[1] જળહળ જ્યોત[2] જગાયા રે ભાઇ,
ગુરૂ અપનેકા ખોજ કીયા તબ અપના રૂપ દિખાયા.



હમને સફર કીયા તનમેં મીલે જા અલખ નિરંજનસેં.
પિંડ બ્રહ્માંડકો ફોડકે સંતો આકાશ મારગ દોડરે ભાઇ,
આગે પીર એક દેખા મેદાન હમને ખુલ્લે ચોડે,
—હમને.
વહાં નબીકી[3] મીજલસ દેખી હમે અદબસેં આગે રે ભાઇ,
સબી સહાબાં દેખે ઉસ જા નબીકા દર્શન પાવે.
—હમને.



ગુરૂ બિના ગમ કબીં ન પાવે નુગરા[4] મૂઢ બિચારા રે ભાઇ,
જ્ઞાનીકો જબ સતગુરૂ મીલાયા ભેદ બતાયા સારા.
**—અનવર.**

---

૧ બ્રહ્મનું સ્થાન. ૨ આત્મ પ્રકાશ. ૩ પેગંબરની. ૪ ગુરૂ વિનાના.

# મરહુમ શેઠ નશરવાનજી બીલીમોરીયા.

( લખનાર-ખરશેદજી દાદાભાઇ દોરડી. )

મુઝેરગ શેઠ નશરવાનજી ફરામજી બીલીમોરીયા તે " ચેરાગ " ચોપાન્યાના માજી અધિપતી ૭૦ વરસની ઉમરે પોતાના વતન બીલીમોરામાં તારીખ ૧૫-૮-૨૨ને દીને બહેસ્તનશીન થયા છે. આ સમાચાર સાંભળી આપણને દલગીરી ઉપજે છે. મરનાર એક ચુસ્ત થીયોસોફીસ્ટ હતા. પારસી થીયોસોફીસ્ટોમાં તેવણ સર્વેથી જુના સભાસદ તેમજ તેઓમાં મજબુત સથંભ જેવા ગણાતા હતા. એમના મરણથી થીયોસોફીસ્ટોને મોટી ખોટ ગઇ છે. મરનારની જુવાનીની કારકીર્દીની આપણને ઝાઝી ખબર નથી. જ્યારથી " ચેરાગ " ચોપાન્યું એવણના અધીપતીપણા હેઠળ પ્રગટ થવા માડયું ત્યારથી આજ સુધી મરહુમ વીશે જાણીએ છીએ તે એજ કે મરહુમે જરથોસ્તી ધર્મનો થીયોસોફીને આધારે તેમજ બીજા ધર્મોની સાથ આજની આગળ વધેલી વીદ્યા તેમજ ફીલસુફીને આધારે ઉંડો અભ્યાસ કરી અને તેને કીમતી લખાણો મારફતે બહાર પાડી આજની ઉધરતી પારસી કોમને એક સારા રસ્તા ઉપર ચાલતી કીધી છે. આ માટે મરહુમનો જેટલો આભાર માનીયે તેટલો ઓછો છે.

*　　*　　*　　*　　*　　*

એવું કહેવામાં આવે છે કે થીયોસોફીકલ સોસાયટીવાળા મરહુમ માનવંત કર્નલ ઓલકટ મરહુમ કામાજીના એક મોટા મીત્ર હતા તેજ પ્રમાણે મરહુમ ન. ફ. બીલીમોરીઆભી હતા. જ્યારે મરહુમ કામાજી ધર્મને જડવાદ પાસાથી સમજાવતા હતા ત્યારે મરહુમ ન. ફ. બીલીમોરીઆએ થીયોસોફીનો અભ્યાસ કરી ધર્મને ચોક્કસ રીતે ઉકેલતાં શીખવ્યો કે જે આગલા બધા કરતાં કદાચ પહેલોજ હશે. મરહુમ નશરવાનજીએ અનેક ચોપડી ચોપાન્યાઓ બહાર પાડયાં છે, જે જરથોસ્તી ધર્મને લગતાં છે, તેમાં " જરથોસ્તી રાહબર " અને " અશો જરથોસ્ત અને તેમનો પેગામ " વાંચતાં દરેક જરથોસ્તી એક ઉંડી આભારની લાગણી દેખડાવ્યા વીના રહેશે નહી. કારણ કે તેમાં સીલસીલાબંધ અને કોમની વધતી જતી સચાઇને પુગી વળનાર પુસ્તકની જે અત્યંત જરૂર હતી, તે આવા લખાણો મારફતે તેમજ ચેરાગ ચોપાન્યાં મારફતે પ્રગટ કરી પુરી પાડવામાં આવી છે. જો આ બે પુસ્તકો " જરથોસ્તી રાહબર " અને " અશો જરથોસ્ત અને તેનો પેગામ "ને અંગ્રેજીમાં તરજુમો કરી બહાર

પાડવામાં આવે તો પશ્ચીમના અભ્યાસીઓને જરથોસ્તી ધર્મની ફીલસુફી વીગેરે સમજવાને ઘણી સવળતાં થઇ પડે તેમાં તો કાંઇજ શક નથી.* મરહુમે છેલ્લા વખતમાંબી જઇફી તેમજ નાતવાની છતાં મુગે મોહે કાંઇ બી પૈસા યા માન મેળવવાની આશા વગર તરેહવાર દુઃખો ખમી આ ચેરાગ ચોપાન્યું ચલાવ્યું હતું. કાંઇ સેંકડો જરથોસ્તીઓ પોતાના અજ્ઞાન પણા અને મીનોઇ અંધકારમાં અથડતા તેઓને આ "ચેરાગે" સત્ય શોધકના રસ્તામાં અજવાળું પાથરી આપ્યું છે. એવણના જઇફીને લીધે અધીપતીપણું બદલાયા પછીબી આ ચેરાગ ચોપાન્યું જરથોસ્તી ધર્મની કીમતી સેવા બજાવવામાં તેમજ ધર્મને લગતાં સંગીન લખાણો કરવામાં જરથોસ્તી આલમ સુનમુખ રજુ કરતું જાય છે તે માટે મરહુમ તેમજ તેવણ પછી એ ચોપાન્યું ચલાવનાર અધીપતી સાહેબનો આભાર માનીયે તેટલો થોડો છે. મરહૂમ તરફથી જે છેલ્લી કીમતી ચોપડી બહાર પાડ વામાં આવી છે તેનું નામ "અશો જરથોસ્ત અને તેનો પેગામ" છે. આ ચોપડીના લખાણ માટે નવસારીની ભગર અનજુમનને તાબેના નવા આતશબહેરામ સાહેબના મરહુમ વડા દસતુરજી સાહેબ મીનોચેહેરજી દસ્તુર જામાસપઆશાના તરફથી એક સરટીફીકેટ આપવામાં આવી છે તે નીચે પ્રમાણે છે.

"ગાથા જેવી કઠણ બાબત ઉપર હાલ સુધી કોઇએ પણ શરેહ કીધી નથી. જે મુશકેલીવાળું કામ તમો સાહેબે પહેલવહેલું ઉપાડી લઇ તે કામને ફતેહમંદી સાથે પાર ઉતારયું છે એમ કહેવામાં જરાએ સહરાગાત નથી. તમો સાહેબ જેવા કલમકસે જરથોસ્તી ધર્મની સેવા બજાવતાં સખ્યાબંધ ચોપડી ચોપાનયાંઓ હાલ સુધીમાં બહાર પાડયાં છે તેમાં આ છેલ્લી ચોપડી એક સણગાર સમાન ગણાશે. એ ચોપડી ધર્મ અભ્યાસીઓને અને ધર્મની ફીલસુફી જાણવાની ખાહેશ કરનારાઓ બંનેને વાંચવા અને અભ્યાસ કરવા જોગ છે. આવુ કીમતી પુસ્તક તમોએ બહાર પાડી કોમની અચ્છી સેવા બજાવી છે. આ શરેહ ફક્ત પહેલાજ ગાથા ઉપર થઈ છે, માટે આ અધુરી છે, અને દીબાચાની અંદર તમો સાહેબ નાદરૂસ્તીને સબબે એ બાબત હમેશને માટે મુકી દીધેલી જાહેર કરો છો તે દલગીર થવા જોગ છે."

આ ઉપરથી આપણે જાણીશું કે મરહુમ નશરવાનજીએ પોતાની જીંદગીના કીમતી વરસોનો ભોગ કાંઇબી મેળવવાની આશા વગર જરથોસ્તી ધર્મની ઉનંતી કરવામાં તેમજ કોમમાં દીનઆઇન તથા નીતીની કેળવણી વગેરેના પ્રચાર કરવા માટેજ આપ્યો છે. આ કમતરીન જેવા અજ્ઞાન અસંખ્ય માણસોને પોતાના આ ઉમદા લખાણથી જે રોશની આપી છે તે માટે આ ભલા નરની પવીત્ર યાદમાં આભારની લાગણી સાથ દુવા ગુજારીશું કે તે પાક પરવરદેગાર એમના આત્માને શાંતી બક્ષે!

—જામે જમશેદ.

---

* "અશો જરથોશત અને તેમનો પેગામ" આ પુસ્તક શેઠ જમશેદજી એદલજી સકલાતવાળાએ પોતાને ખરચે ઇંગ્રેજીમાં પ્રગટ કરવાની ખાહેશ દેખાડવાથી તેનો ઇંગ્રેજી તરજુમો તૈયાર કરવાનું કામ મેં હાથ ધર્યું છે.
—અધીપતિ, ચેરાગ.

# મી૦ નશરવાનજી ફરામજી બીલીમોરીઆની જન્મ કુંડળી.

[મુંબઇમાં પ્રગટ થતાં "ભારતીય જ્યોતિષ ચંદ્રોદય" નામનાં જ્યોતિષને લગતાં માસીકના માલેક અને અધીપતિ પંડિત મણી-શંકર હરીશંકર જોશીએ મરહુમની જન્મ કુંડળી ઉપરથી સારાંશ લખી કુંડળીના ચીત્રોની નકલો ચેરાગ માટે મોકલી આપી છે, તે ઉપકાર સહિત સ્વિકારી અત્રે રજુ કરીએ છીએ.—અધીપતિ, ચેરાગ.]

**મી૦ નશરવાનજી ફરામજી બીલીમોરીઆની** જન્મ કુંડલી ઉપરથી યોગાયોગનું ફળ તપાસતાં કેટલુંક જાણવાનું મલે છે, તે માટે તેનો સારાંશ નીચે આપવામાં આવેલો છે.

જન્મ તારીખ ૧ લી જુન ૧૮૫૨ ની રાત્રીના પાછલા ભાગમાં થએલો જેથી તા૦ ૨ જી પણ કહી શકાય. જન્મ વખતે જે ગ્રહોની સ્થિતી છે તે સાથેની કુંડલીમાં આપવામાં આવેલી છે, તેમાં શનિ અને ચંદ્ર નીચ રાશિના થએલા છે. તેમાં પણ ચંદ્ર નવમાશમાંએ નીચ રાશિનો છે. અને શનિ નવમાશમાં ઉંચ રાશિનો છે; શુક્ર વર્ગોત્તમી થએલો છે; ચલિતમાં મંગલ નીચ રાશિનો છે. જન્મ લગ્નેશ અને અષ્ટમેશ મંગલ છે, અને દશમેશ અને લાભેશ શનિ નીચના લગ્નમાં છે; સુખસ્થાનના માલિક ચંદ્ર આઠમે (ખાડામાં) નીચના છે; રાહૂ ત્રીજા સ્થાનમાં ઉંચ રાશિના છે. કારક યોગ નથી, કેમદ્રુમયોગ નથી, તેમ ઉંચનો ગ્રહ રાહૂ સિવાય બીજો નથી, આ પ્રમાણે ગ્રહોના યોગાયોગ છે.

જન્મ થયા બાદ દશમા સ્થાનના માલિક શનિ નીચ રાશિના હોવાથી બાપને માટે ખરાબ લેખાય. નીચ રાશિના ચંદ્રની સંપૂર્ણ નજર બીજે આવે જેથી કુટુંબને નિર્ધન કરી ગરીબાઇથી દુ:ખી કરતા બને છે, પાંચમાં સ્થાને મંગલ બેઠેલો છે, ચંદ્ર નીચનો છે જેથી કેળવણી કાચી રહે વધારે અભ્યાસ થવા ન દે. શનિની મહાદશામાં ૧૫ વરસની ઉમરે ગુરૂની અંતર્દશા આવે છે તે ગુરૂ સાતમે આવેલો છે જેથી તે ઉમરે લગ્ન બને; દશમા સ્થાનના (પિતૃ સ્થાનના) માલિક શનિ નીચનો હોવાથી તેની મહાદશામાં મિત્રરૂપ રાહુની અંતર્દશા આવવાથી પિતાજીનું મરણ નીપજાવે. અને તેજ શનિ અભ્યાસ છોડાવી

## મરહુમ શેઠ નશરવાનજી ફરામજી બીલીમોરીઆ.

### ચેરાગ માસિકના માજી અધિપતી.

પારસી રોજ ૯ મો આદર માહ ૯ મો આદર યઝદેજરદી સને ૧૨૨૧ સંવત ૧૯૦૮ શકે ૧૭૭૪ જ્યેષ્ઠ માસે શુદી ૧૪ ઉપરાંત ૧૫ પૂર્ણિમા તિથૌ ભોમ વાસરે અનુરાધા જન્મ નક્ષત્રે શ્રી ઇષ્ટ ઘટીકા ૫૬ પલાનિ ૩૫ સમયે જન્મ.

નિરયન.

### જન્મ કુંડલી.




**જન્મ**-તા૦ ૨-૬-૧૮૫૨ **અવસાન**-તા૦ ૧૫-૮-૧૯૨૨.

(હાલ નવસારીમાં પ્રગટ થતા ચેરાગ માસિકના અધિપતી ભાઇ અરદેશરના પિતાજી)

પુરંદરે પાઠક પ્રીંટીંગ પ્રેસ, મુંબઇ-૪.

બાપનું સુખ બગાડી, સાધારણ નોકરીથી ગુજરાનની શરૂઆત કરાવે. દરેક રીતે શનીથી હેરાનગતી શરૂ થાય છે. વરસ ૩૪ ની નજીક જે વખતે ગુરૂની મહાદશામાં ચંદ્રની અંતર્દશા આવે છે તે વખતે મનને શુધ્ધ બનાવે છે અને તત્વવિચારમાં જોડે છે, જેથી થીઓસોફીકલ સોસાયટીમાં જોડાવું થયું. જે વખતે ગુરૂની મહાદશા શરૂ થાય છે તે વખતથી એક બાહોશ લેખક તરીકે શરૂઆત કરવી અને બાહેર પડવું. કારણકે ગુરૂ નવમેશ થઇને ત્રીજા સ્થાનને સંપૂર્ણ નજરથી જુએ છે; ગુરૂ શરીર સ્થાનને સંપૂર્ણ દ્રષ્ટીથી જુએ છે જેથી વેજીટેરીઅન તરીકે રહેવું; ધર્મમાં એકીન વધારે રાખવું, ધર્મનાં પુસ્તકો વાંચવાં, ધર્મનું ભણવું અને પોતાની કોમની સેવા કરવી, દરેક પ્રાણી માત્ર ઉપર દયાની નજરથી જોવું, સત્ય શોધન કરવું, ઉચ્ચ વિચારો ધરાવવા વિગેરે યોગો કરે છે; ગુરૂથી ચંદ્ર બીજે નીચ રાશીનો અને ચંદ્રથી ગુરૂ બારમા સ્થાનમાં છે તેમજ અગીઆરમા સ્થાનનો માલિક શનિ નીચ રાશિનો છે, તેથી આર્થિક દશાથી નબળાઇ વધારે; પંચમેશ સૂર્ય બીજા સ્થાનમાં આવવાથી આત્મબલ (વીલપાવર) વધારનાર વિચાર શકિત ધરાવનાર અને લેખન શકિતનો વધારો સારો કરે. રાહુ અને મંગલની મહાદશા અંતર્દશામાં, એટલે સને ૧૯૦૦ ની સાલમાં ચેરાગ માસિકની શરૂઆત કરાવી; તેનું કારણ પાંચમા સ્થાનમાં મંગલ છે અને રાહુ ઉચ્ચનો થઇ ત્રીજે પરાક્રમમાં આવેલો છે તેથી ચોપાનીઆની શરૂઆત થઇ. અને શનિની અંતર્દશાનો યોગ થતાં પ્રેસના માલિક બન્યા, પરંતુ શુક્ર અને ચંદ્રની દશા અંતર્દશાનો યોગ ખરાબ અસર કરનારો શરૂ થવાથી પ્રેસનો વહિવટ બંધ કરવો પડયો, પંચમેશ સૂર્ય અને મંગળ પાંચમે રહેવાથી પુત્રોનું સુખ સારૂં બતાવ્યું. ચાલુ મહાદશા મારકેશ શુક્રની અને મારક સ્થાનમાં ગુરૂ રહેલો હોવાથી શુક્રની મહાદશામાં ગુરૂની અંતર્દશાના યોગે તથા ત્રિશાંશ કુંડલીમાં લગ્નેશ અને અષ્ટમેશ શુક્ર થએલો અને ગુરૂ આઠમા (મરણના) સ્થાનમાં રહેલો હોવાથી શુક્ર ગુરૂનો યોગ અવસાન નીપજાવનાર નીવડયો. **ઇતિશમ્** પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે કે મર્હુમના આત્માને ચિરસ્થાયી શાંતી બક્ષો.

**મણિશંકર હરિશંકર જોશી**

# થોડા ભાવિક ઉદ્દગારો.

વકીલ સ્ટ્રીટ, સુરત, તા૦ ૧૮-૮-૨૨

આપના પુજ્ય પીતાજીના બહેશતનશીન થવાનાં માઠા સમાચાર ઘણી દીલગીરી સાથ વાંચ્યા છેજી. દલગીરી એટલાજ માટે છે કે આ ખાકી શરીર આપણી ખાકી નજરથી હંમેશનું દુર થયું છે. પણ તેવો સાહેબનું ફરોહર કાંઇ આપણથી દુર નથી. તે તો જયારેબી યાદ કરીએ ત્યારે આપણી નજદીક છે, ને જે ખાકી શરીરમાં હતા તે વખત બહેતર કરે તેથી હવે આપણે માટે તેવો વધુ બહેતરી કરી શકે એવા સ્ટેજમાં ગયા છે. પણ દલગીરી એટલીજ છે કે આપણાં કર્મો એવાં છે કે આપણી સ્થુલ ચશમથી આપણે તેવોને જોઇ શકતા નથી. એવોએ પોતાની તમામ જીદગી ધર્મ અભ્યાસમાં તેમજ ધર્મના ઉપદેશમાં ગુજારી છે એટલે એવો પોતા સાથ એક મીનોઇ ખજાનો લઇ ગયા છે. હવે આપણી ફરજ એજ છે કે એવોના રૂહ માટે સારી દુવા ઇચ્છવી.

ડોશાભાઈ માણેકશા વકીલ.

---

નાનપુરા, સુરત, તા.૧૮-૮-૨૨

એઓ શેઠને ઓળખવાનુ મને માન મળ્યું નહિ હતું, પરંતુ ચેરાગ ચોપાનિઆંનો હું ઘણાં વર્ષ થયાં વાંચનાર અને વખાણનાર છું અને તે ઉપરથી કહી શકું છું કે તેઓ સાહેબે લોકોનાં ભલાં અર્થે પોતાની જીંદગી ગાળીને લોકોને ધર્મ અને ફિલસુફીનું જ્ઞાન આપીને પોતાના બેહસ્તનો રસ્તો મોકળો કીધો હતો.

પાક પરવરદેગાર તેઓના આત્માને ગરોથમાન બેહસ્તની રૌશન શાંતી બક્ષો. એવા પરમાર્થી જરથોસ્તીઓ આજના જમાનામાં ઘણાજ થોડા છે, કે જેઓએ પોતાનું જીવન આવું ઉંચ ગાળ્યું હોય. મરહુમની નેક ચલવલ તો પેલી દુનિયામાંથી પણ ચાલુ રહેવાની આ દુનિઆના માનવીઓનાં સુખાર્થે.

ફકીરજી એદલજી ભરૂચા.

સુરત, તા. ૧૮–૮–૨૨

આપના બાવાજી નસરવાનજીના બેહસ્તનશીન થવાના સમાચાર વાંચી બહુ દિલગીર થયો છું. ધર્મ ઉપરની પોતાની અચળ શ્રદ્ધા અને હમકોમમાં તેવી શ્રદ્ધા ઉત્પન્ન કરવાની ચાલુ અથાગ કોશેશ મરહુમ માટે ખરેજ માન ભરી હતી. તેનો બદલો ખુદા પાક ગુરોથમાન બહેસ્તમાં નસીબ આપશે. હાલતો કોમને મરહુમની ખોટ ગયલીજ ગણાશે. મરહુમ નાં રૂહને દાદાર હોરમઝદ શાંતિ બક્ષે!

ધનજીશાહ મેહેરવાનજી હાથીખાનાવાળા.

---

મુંબઇ, તા. ૧૭ ઓગસ્ટ ૧૯૨૨

એવણે પોતાની ગરીબાઇ છતાં ઘણો સ્વભોગ આપી આપણા જરથોસ્તી ધર્મની અને થીયોસોફીની ઘણી સારી સેવા બજાવી હતી અને ગજવે ગરીબ હતા પણ દેમાગે શાહ હતા. અને એક સાધુ જેવી બીન સ્વાર્થી જીંદગી ગુજારી પારસી કોમની મોહટી સેવા બજાવી પોતાના તૈયાર કરેલાં ગરોથમાન બેહસ્તમાં સીધારયા છે. ત્યાં દાદાર હોરમજદ એમના પવીત્ર આત્માને ઘણા લાંબા કાળ સુધી સુખ અને શાંતી બક્ષે.

ફકીરજી રતનજી હાડવેદ.

---

દેવલાલી, તા૦ ૨૭–૮–૨૨.

મરનાર જરથોસ્તી ધર્મના રક્ષક હતા. અને જરથોસ્તી ધર્મનો બોધ દરેક જરથોસ્તીઓને આપવાના હેતુથી પોતાની હઇયાતી સુધી સારી સેવા બજાવી છેજી. હાલના પ્રસંગે મરનારની હૈયાતીની ઘણી જરૂર હતી. પણ ખોદાના હુકમ આગલ માણુસ જાત નાચાર છેજી.

પેશુતન રતનજી ફરામજી કાબ્રુ.

---

મેડોસ સ્ટ્રીટ, કોટ, મુંબઈ, તા૦ ૧૮–૮–૨૨.

આ બનાવથી આપણી કોમે એક ખરો ધર્મી અને દીન ચુસ્ત લખનાર ગુમાવ્યો છે. મરહુમની કલમમાં જે એક ચોકસ જાતનો ટચકો હતો, તે હું સદા બહુ ખુસી સાથ વખાણુતો હતો, અને હંમેશ એઓના

લખાણો ઉમંગથી વાંચતો હતો. જે થોડાક લખનારાઓ આપણી નાની કોમે પેદા કીધા છે તેઓમાં હું તમારા મરહુમ પીતાજીને એક ગણુતો હતો ને જે સેવા તમારા પીતાજીએ ગરીબ ખીસે પણ આપણી કોમની બજાવી છે તે હું સદા હેસાન સાથે યાદ કરીશ.

મરહુમે પોતાની ફરજ બજા લાવી આ જીંદગીનો ફેરો સફલ કર્યો છે એટલુંજ નહીં પણ પોતાના આતમાને વધુ ઉંચે દરજ્જે લઇ જઇ હવે પછીની જીંદગી માટે વધુ લાયક બન્યા છે; ખુદા મરહુમના રૂહને શાંતી બક્ષે અને તમો ભાઇ એઓએ ચાલુ કરેલું નેક કામ આગળ વધારો એવી દુઆ છે.

હો. પે. પોંચા.

---

મુંબઈ, તા૦ ૧૮મી ઓગસ્ટ ૧૯૨૨.

એવોના બહેસ્ત મુકામ થવાથી તમારા શીરનું છત્ર ગયું છે, એટલુંજ નહીં, પણ આતમજ્ઞાનનો એક સેતારો અસ્ત પામ્યો છે ને વિધ્યાને એક મહાન ખોટ ગઈ છે. પરવર એમના રૂહને શાદ કરો. સરોશની પનાહ ને ઝરથુસત્રની પાસબાની એમના પર હમેશ હોજો. પોતાના ગુરૂ પર શીદા દીલોજાનથી હતા અને તે માહ ગુરૂ એમને જરૂરજ પોતાની સફમાં લેસે. અને એમના ફરોહરને પોતાના સદાના પ્યાર ને પનાહમાં રાખશે. ખુદા એમને ગુરથમાન બહેસ્ત બક્ષો !

પીરોજશા રૂસ્તમજી વાચ્છા,

---

નં. ૩૪, ચર્ચગેટ સ્ટ્રીટ, મુંબઈ, તા. ૧૮-૮-૨૨.

મરહુમ ઘણાજ ભલા અને નેકી ભરેલી પવિત્ર જીંદગી ભોગવનારા હતા. સદા સચ્ચાઇના ચાહનાર સાચ્ચા જરથોસ્તી તરીકે જીંદગી ગુજારી હતી. એવા ભલા નરનાં મરણથી ભલી જીંદગી ભોગવવાનું જ્ઞાન ફેલાવનાર તરીકે આ જમાનામાં ખોટ ગઇ છે. ખોદા મરહુમનાં અશો રૂહને ગુરથમાન બેહસ્તમાં શાન્તી આપે અને એમનાં કુટુંબપર આવી પડેલી આફત ખમવાને ધીરજ તથા સહનશક્તી બક્ષે ! ખોદા તમોને તનદોરસ્તી ભરેલા સલામત રાખે અને મરહુમે 'ચેરાગ' મારફતે તે ભલી માજદીયશની જરથોસ્તી દીનનાં ભેદો જનસમાજ સનમુખ રજુ કરી ભલી જીંદગી

જોગવવા માટે જે રોશની ફેલાવવાનું કામ શરૂ કર્યું હતું તે કામ તમોએ ચાલુ રાખ્યું છે તે તમારે માટે ઘણુંજ માન ભરેલું છે અને એ કામ સદા ચાલુ રાખવાને ખોદા તમોને ભાગ્યશાલી કરે. આમીન!

જયાં સુધી 'ચેરાગ'નું કામ ચાલુ રહેશે ત્યાં સુધી મરહુમ નશરવાનજીની હયાતીજ ચાલુ છે એમજ તેના વાંચનારાઓને ખ્યાલ આપતું રહેશે.

મનચેરજી ફ. પીઠાવાલા.

---

મુંબઈ તા. ૧૯-૮-૨૨.

આપણું ધર્મ ઉપર ગુપ્ત જ્ઞાનની મદદથી રોશની નાંખવામાં એવણનાં પુસ્તકો અને "ચેરાગ" ચોપાન્યાંને જીવતું રાખવામાં જે મેહનત લીધી છે તે ખરેજ સ્તુતીપાત્ર છે. તે ઉપરાંત "જરથુશ્ત્ર" સાહેબની સુંદર તસ્વીરથી જોનારનાં જીગરમાં હમેશ એવણની યાદ તાજી રહેશે એમ હું માનુછું. અમારી મુંબઇની થીઓસોફીકલ સોસાયટીને છેલ્લાં કેટલાંક વરસો થયાં તેનાં નમુનેદાર સભાસદોના ચાલ્યા જવામાં જે ખોટ પડે છે તેમાં જોકે ઉમેરો થયો છે તે છતાં અમારૂં માનવું છે કે ભવીષ્યમાં ઘનાંજ મોટા ફેરફારોમાં દાદાર અહુરમજદ એવણને આગલ પડતી જગ્યા આપશેજ. છેવટે મારી પ્રાર્થના છે કે "ચેરાગ" ચોપાન્યાની કીર્તી ચાલુ રાખવાને પરવરદેગાર તમુને વધારે શકતી આપે અને લાંબા વખત સુધી એ ચોપાન્યાને ચાલુ રાખવાનું તમુને કૌવત બક્ષે.

બરજોરજી દાદાભાઇ મેહતા.

---

ભરૂચ, તા. ૨૦-૮-૨૨.

એવોશ્રીની તારીફમાં લખવું એ સોના ઉપર ઢોલ ચઢાવ્યા બરાબરજ છેજી. એવોના જેવા ઉંચા ચારિત્રનાં પ્રમાણીક નિસ્વાર્થી વિદ્વાન અને પરોપકારી વૃતીના સદ્ગૃહસ્થો દુન્યામાં ઘણાજ થોડા લાખમાં એક યાને ઘઉંમાં કાંકરા પ્રમાણે થોડાજ ઘણાજ થોડા હશે અને થશેજી. પરમાત્મા એવોને મિનોઇમાં ઘણીજ સુખ શાંતિ આપશેજી.

માણેકબાઇ હોરમસજી કમોરીઆ.

ભાવનગર તા૦ ૨૩-૮-૨૨

તેઓ મુરબ્બીની એક સાચા થીયોસોફીસ્ટ અને જરથોસ્તી કોમમાં એક ચુસ્ત જરથોસ્તી તરીકેની વર્ષોથી નિડર સેવા, સૌ માટે અનુકરણીય હતી. જરથોસ્તી ધર્મપર તેમણે જે કાંઇ પ્રકાશ પાડયો છે તેની ભલે બીજા જરથોસ્તીઓ કદર ચાલુ સમયમાં નહિ જાણે, પણ તેવણુની ધર્મ તરફની ફીદાગીરી અને તે માટે ઉઠાવેલી જહેમતની કદર પાક અશો જરથુસ્ત અચુક તેમને ત્યાં દર્શન આપી કરશે. અને હજી પણ તે ફીરેસ્તાઇ આત્મા તેની મારફતે જરથોસ્તી કોમપર આશીરવાદ ફેલાવશે.

તેઓ મુરબ્બીની અથાગ સાચી ભક્તિથી અશો જરથુસ્તના દર્શન તેમની જીંદગી દરમ્યાન થયેલાં એ આપણુ સૌ માટે, આખી કોમ માટે મગરૂર થવા જેવું છે.

તેઓ મુરબ્બીના પાક રૂહને અમર શાંતિ હો એ પ્રાર્થના છે.

તેમની નેકી અશોઈ તરફ જોતાં ખાતરીથી કહું છું કે એવી પ્રાર્થનાની જરૂર રહેતી નથી.

ફરામજી ખરશેદજી.

---

ભાવનગર, તા૦ ૨૩-૮-૨૨

જરથોસ્તી કોમના ખરા ખયેરખાહ ચુસ્ત સેવક તરીકે, તેવણુના જરથોસ્તી ધર્મ જ્ઞાનથી ફેલાતા પ્રકાશની ખોટ-તેવણુની ખોટ-હાલ તુરત પૂરી શકાય એ અસભંવીત છે. એટલી ખોટ જરથોસ્તી કોમને તેમના સીધાવ્યાથી અચુક છે. તેમની પાકીજગી અશોઈ જીંદગી જોતાં, તેમનું અધ્યાત્મીક જ્ઞાન જોતાં, તેઓ મુરબ્બીના આશીરવાદ સિવાય હું અજ્ઞાન તાબેદાર બાલક શું કરી શકું? એટલુંજ કે તેમના પવિત્ર આશીરવાદો, તેમને સૌ ગમતા કાર્યો પર, તેમની કોમપર, તેમના શુભેચ્છકો પર હો! અને તેમના પ્રેમ અને જ્ઞાનથી પોષાયલા માનીતા 'ચેરાગ' મારફતે તેમની પ્રેરણા શક્તિ અધ્યાત્મિક જ્ઞાન, જરથોસ્તી ધર્મ સુધારણા, ફેલાતા રહે! અને સૌ તેનો લાભ લેવા ભાગ્યશાળી નીવડો!

પીલાંમાય ફરામજી.

નેશનલ કોલેજ, હાઈદ્રાબાદ-સીંધ, તા૦ ૨૧-૮-૨૨

આપના મુરબ્બી બાવાજી નસરવાંનજીના હક થવા વિશેની ખબર આજે સહવારે પોસ્ત કાર્ડ મારફતે જાણી દલગીર છું. તોબી ખરૂં જોતાં તો દલગીરીને બદલે ખુશાલી લાગવી જોઇએ કે મરહુમ સ્થુલ શરીરની વરસોની ચાલુ બીમારીમાંથી છુટ્યા અને જે સાહેબોનાં કામ માટે તેવણે પોતાનું તન, મન અને ધન અર્પણ કીધું હતું તેઓની નજદીક જલદી પહોંચશે. મારા ધારવા પ્રમાણે તો તેવણ બહુ જલદી પાછો જનમ લેશે કે જેથી...નાં કામમાં તેવણની હૈયાતીમાં તેમજ તેવણના પાછા જવા પછી મદદ કરવાની તે મરહુમને હક મળે.

પેસ્તનજી પાવરી.

---

કલકત્તા, તા૦ ૨૦મી આગસ્ટ ૧૯૨૨.

તેવણ થોડાંજ દીવસ થયા આ સ્થૂલ જીવન પરથી ચાલી ગયા છે તે વાંચી મને તરેહવાર વિચારો આવ્યા છે. તમોએ એમની પાસે અમર્ગીનું શિક્ષણ મેળવ્યું છે તે નજરે જોતાં એ બનાવમાં દલગીરીનું લગારે સ્થાન નથી. એક પુરાણું રોગીષ્ટ શરીર છુટી ગયું અને તે ભલો આત્મા પોતાના મોટા અશો ગુરૂની રૂબરૂમાં જે શાંતિ અને જે ખુશાલી અનુભવી રહયો હશે તેનો ખ્યાલ ફકત આત્મ જ્ઞાનીઓનેજ મળી શકે, આપણે એજ ઇચ્છીશું કે એમની એ શાંતિ ચીર સ્થાયી રહે અને હવે પછી ઘણાક ઝલકતા જન્મો લઇને પોતાનું મહાન કાર્ય પુરૂં કરે. આ છેલ્લા જન્મમાં તો કર્મનું દેવું ઘણુંક અદા કરી ચુકયા છે, અને હવે એમનો રસ્તો વધારે સરળ થશે, તે બાબે શંકા નથી.

મારા માનવંત વડીલ તરફની મારી ઉપકારની લાગણીઓ હું દર્શાવીશ અને તેમને માટે ઇચ્છીશ જે—May light eternal shine upon him!

એરચ જાંહગીર તારાપોરવાળા.

---

બાલદા, તા૦ ૨૨-૮-૨૨

મરહુમે નિસ્વાર્થપરાયણતાથી પોતાની આખી જીંદગી ભોકામાં સદ્જ્ઞાનના ફેલાવાનાં ઉમદા કાર્યમાં પસાર કરી છે. આવા પ્રકારનું

ધાર્મીક સાદું જીવન પ્રજા સેવાના સનમાર્ગે પસાર કરનારા થોડાજ હોય છે, તેમાં ખાસ કરી હાલના વખતમાં આપણી પારસી કોમમાં પોતાની આખી જીંદગી સેવાનાં કાર્યમાં અર્પણ કરનારાની સંખ્યા જુજ હોવાથી એમનાં મરણથી આપણી કોમને ખોટ પડેલી ગણાશે. એમની માનવંત જગા પુરવાને ખોદાતાલા આપને તંદુરસ્તી અને બળ બક્ષો અને મરહુમના આત્માને શાંતિ મળો. એમનું જીવન ચરીત્ર ખાસ એક આખા ચેરાગનાં અંકમાં આપશો.

હોરમસજી મહેરવાનજી.

---

અડીયાર, તા૦ ૨૧-૮-૧૯૨૨.

બીચારાએ પૈસાની તંગી, દેહની નબળાઇ, સંસારની ખટપટો છતાં પારસી કોમની એવી સેવા બજાવી છે કે આજ પછી ૨૫) વરસે પારસી કોમ એવણની કદર બુજશે. બીચારાની બચપણથી પોતાને હાથે કેળવણી લઇ આખી જીંદગી દલદેસરીમાં કાઢવા છતાં પારસી કોમની સેવા બજાવી છે. એને માટે એવણની જેટલી તારીફ કરીયે એટલી ઓછી છે. મરનારના સંબંધમાં હું ૧૮૯૨માં જ્યારે બ્લાવાતસ્કી લોજમાં આવ્યો ત્યારથી આવ્યો હતો ને તેની અગાઉ હું એવણના લખાણો ગુલઅફશાનમાં વાંચતો હતો. હું જ્યારથી એવણના સંબંધમાં આવ્યો હતો ત્યારથી આજ દીન સુધી હમારી મોહબત દીનપરદીન વધતી જતી હતી. એવા એક ભલા ભાઇ ધરાવવા માટે હું ખરેખર મગરૂર હતો. એવા પારસી કોમમાં ફકત ૧૦) માયના પુતો જન્મે તો પારસી કોમનું કલ્યાણ થાય. પારસી કોમ ગમે એટલી સખાવત કરશે પણ એવણે જે રસ્તો બતાવ્યો છે તે અખત્યાર કરશે નહી ત્યાં સુધી પારસી કોમનું દલદર ફીટવાનું નથી. મરનારનું રૂહ હંમેશ શાંતીમાં રહેશે ને અશો સાહેબોના આશીરવાદ એવણપર હંમેશ કાયમ રહેશે.

ફ઼ુ. ર. જસાવાળા.

---

**BLAVATSKY LODGE**
**THEOSOPHICAL SOCIETY**
*72, Apollo Street, Fort,*
*Bombay, September 14th 1922.*

Ardeshir N. F. Bilimoria Esqr.,
Nawsari,

Dear Sir,

Touching upon the death of your revered father Mr. Nusherwanji F. Bilimoria who was one of the oldest members of this Lodge the Managing Committee have unanimously passed a Resolution in his memory a copy of which I have the honour to enclose herewith for your kind acceptance.

The Managing Committee offer their condolences in the sad bereavements of your family, which please convey to your mother and brothers.

By order of the Committee,
Yours faithfully,
*K. J. B. Wadia,*
Honr. Secretary.

---

Copy of the Resolution unanimously passed by the Managing Committee of The Blavatsky Lodge, Theosophical Society in their Meeting held on the 13th September 1922:-

"The Managing Committee of the Blavatsky Lodge record with regret the passing away of their esteemed Brother Mr. Nusserwanji Framji Bilimoria on the 15th August 1922 (Aged 70). He joined the Theosophical Society and this Lodge in 1886 and worked for its betterment in various ways. For many years he was an active Member of the Managing committee. His service as T. S. Lecturer and writer are WORTHY of RECORD. His innumerable articles in the "Theosophic Gleaner" which he

edited, as well as on Zoroastrian Topics in "Cherag" which he founded in 1900 and edited to propagate Theosophy and Zoroastrianism, and his Scholarly works on "જરથ્વોસ્તી રાહુબર", "અશો જરથોસ્ત અને તેમનો પેગામ" and especially "Zoroastrianism in the Light of Theosophy" are all worthy of note. He was a life long vegetarian and an Anti-Vivisectionist and as such fought for the rights of the dumb Animals & Creatures, by his lectures and leaflets. For all his services literary & Theosophical he was unanimously elected in 1916 the First Honorary Life member of the Lodge. In him the Lodge has lost a very old devout and Cultured Member. May his Soul rest in Eternal Peace and Light Perpetual Shine on him."

---

THE NATIONAL ANTI-VACCINATION LEAGUE.

25, DENISON HOUSE,

*Westminster, September 7th, 1922.*

A.N. Bilimoria, Esq.,

The Cherag Office, Dastur Cottage, Lunsikui,

Navsari, India.

Dear Sir,

The Editor of "The Vaccinaticn Inquirer" asks me to thank you for your letter aud to express his very deep regret at the death of your father who was such a devoted adherent of our cause.

With much sympathy,

Yours faithfully,

*L. LOAT.*

Secretary.

---

*Bombay, 23rd Aug. 1922.*

Although he has passed off peaceably from this world, he leaves after him a life of plain living & high thinking

& his late work in Cherag as living memoirs. May he rest in peace is my sincere prayer to Almighty.

*Kaikhusro G. Mulla.*

---

Theosophical Society, *Benares City.*
*25-8-22.*

I came to know yesterday through newspaper of the passing away of your revered father to a sphere where his spiritual aspirations will have full scope. In this incarnation he has paid off large installments of his Karmic debts. Notwithstanding the unfavourable circumstances by which he was surrounded he tried his utmost for his own religion and succeeded in bringing out its inner meaning. In this he was greatly helped by the new light he received through his deep study of Theosophical teaching. His monthly periodical "Cherag" has been a source of inspiration to the Parsi families living outside Bombay town in various cities in India. He has served his Masters faithfully. May their peace and blessings rest on him!

*M. D. Panday.*



Geneva
28-9-22

Last mail brought me the sad news of the death of your good father. He has died at an age, full 3 score and, ten still the loss is all on your side. In him you have lost a guide & philosopher & the Parsee Community a true scholar, a true zorastrian & an wright, wise, and conscientious man of the world.

J. E. Saklatwala.

મુંબઈ, તા૦ ૨૪-૮-૨૨

"ચેરાગ" ના એઓ ખરેજ એક 'ચેરાગ' હતા, અને તેને જેમ પોતાના દીલમા તેમજ પોતાના હમદીનોનાં જીગરમાં હરદમ રોશન રાખવા માટે ફતેહમંદી સહીત પ્રયાસ કર્યો હતો. એમના જેવી બીનસ્વાર્થી જીંદગી ગુજારવાને આજના ઉધરતા લેખકોને પરવરદીગાર નેક તોફીક બક્ષે.

કેખશરો ડી૦ મુસ.

---

ઉટાકામંડ, નીલગીરી, તા૦ ૨૧મી ઓગસ્ટ ૧૯૨૨

હું હીંમતથી કહી શકીશ કે એ ભલા નરે આએ જીંદગીનો ફેરો ઘણોજ તારીફ લાયક ને ઉમદા કામો કરી સફલ કીધો છે ને ઇજદ અમેશાસપંદોની સંઘમાં ઘણો ઉંચો ને માનવંત દરજ્જો ભોગવશે એવું હું માનું છું. આપણ ઇચ્છીશું કે એવનનાજ જેવા ભલા ને લાંબા આયુશનાં સઘલા થઇએ. મરહુમનાં રૂહને આરામ ચાહતાં હમો છીએ,

ફરીબુર્ઝ અને જરબાનું ટાટા.

---

શ્રીનગર, કાશમીર, ૨૨-૮-૨૨.

તે પાક પરવરદેગારનો જેટલોબી ઉપકાર માનીએ તેટલો થોડો છેજી, કે તમો જેવા બનેલા ભલા ને તાબેદાર બેટા મુરબી બાવાજીની બાજુએ ઉભા રહયા હતાજી ને મુરબીના છેહેલાં વરશોમાં એવોની ખીદમત કીધીજી. આએ બનાવ તમારાં બખત બુલનદીની આગાહી છેજી એટલુંજ નહીં પન તમારાં ફરઝનદોબી તમારાં સદા તાબેદાર અને તમોને વફાદાર રહેશેજી.

બાવાના મરણથી હું ગમગીન નથીજી કારણ તેવન તો માહરાં દીલમાં ને હું તેવનની આંખમાં રહું છુંજી અને તેમ તમો પોતેબી માનો છોજી.

મીનોચેહેર શા. રાઓ.

---

જા. નં. ૧૨ ૧૯૨૨-૨૩નો

બીલીમોરા, તા૦ ૨૫મી ઓગસ્ટ ૧૯૨૨

મહેરબાન શેઠજી અરદેશર નશરવાનજી બીલીમોરીઆ,

નવસારી.

જત જણાવવાનું કે આ લાયબ્રેરીની વાર્ષિક જનરલ સભા તા૦ ૨૦-૮-૨૨ને દીને બોલાવવામાં આવી હતી તેમાં મરહુમ નશરવાનજી ફરામજી બીલીમોરીઆ કે જેવણ આ લાયબ્રેરીનાં એક ટ્રસ્ટી અને સ્થાપક હતા, તેવણ તા૦ ૧૫-૮-૨૨ ને દીને બહેસ્તનશીન થયા છે; તેવણનાં મરણ માટે આખી સભાની દલગીરી જાહેર કરવામાં આવી હતી. અને એ સભામાં નીચે મુજબ ઠરાવ કરવામાં આવ્યો હતો જે તમારી જાણ માટે લખી મોકલું છું:—

લાયબ્રેરીનાં એક ટ્રસ્ટી તથા સ્થાપક મી૦ નશરવાનજી ફરાંમજી બીલીમોરીઆ તા૦ ૧૫મી ઓગસ્ટ ૧૯૨૨ના દિવસે બહેસ્તનશીન થયા છે તેથી આ ખાતાંને મોટી ખોટ ગઇ છે જેની નોંધ લેવી તથા આ દરખાસ્તની એક નકલ તેવણના વડા છોકરા ઉપર દીલાસા પત્ર સાથે મોકલી આપવી.

દરખાસ્ત:—મી૦ બરજોરજી નશરવાનજી મેંગુંસી.

ટેકો:—મી૦ ધનજીભાઇ શાપુરજી ટાટા.

સર્વાનુમતે.

ધનજીભાઇ શાપુરજી તાતા,
ઓનરરી સેક્રેટરી.

---

હેદ્રાબાદ, દખણ, તા૦ ૮મી સપ્ટેમ્બર ૧૯૨૨

જો કે એવન ૭૦) વરસની પાકટ ઉમરે ગુજર પામીયા છે, પણ મારા વીચાર પ્રમાણે આએ સીતેર વરસ ઉપરાંત બી બીજાં સીતેર વરસ જીવયા હતે તો પણ એવનનું મરણ અકાલ કહેવાતે, કારણ કે આજે વરસો થયાં પારસી ટોળાની એવણે એવી એક સરસ ખીદમત બજાવી છે કે જેની જેટલી બી તારીફ કરીએ તેટલી થોડી છે. આજે ધર્મ સંબંધી લખાણું કરનારા ઘણા છે પણ તે ફકત અવસતાના મીનીંગોજ સમજાવે છે,

પણ વેદાંત અને બીજા ધર્મોનું અને ખસુસ કરીને થીઓસોફીનું કશું પણ જ્ઞાન ધરાવતા નથી અને તેટલાં કારણસર આપણા ધર્મના સંબંધમાં ફીલસુફી ભરેલી રોશની અને શીક્ષણ આપી શકતા નથી કે જે ખોટ તમારા મરહુમ પીતાજીએ પુરી પાડી હતી અને એમના ગુજરવાથી એ બાબતસર ઘણી નીરાશી લાગે છે.

થીઓસોફીકલ સોસાયટીએ એક ઘણોજ કીમતી મેમબર ખોયો છે. હું અંતકરણથી ઇચ્છું છું કે એ મરનારના રૂહને ગુરથમાન બેહેસ્તની શાન્તી બક્ષે.

એદલજી ધનજીભાઇ.

---

હોંગકોંગ, તા૦ ૨૫–૮–૨૨

ખચીત ભાઇ, આપણા વચ્ચેથી એક અમુલ્ય આત્માનો બાકી સંબંધ ખલાસ થયો છે. જેમ કીરતારની મરજી. આખી જરથોસ્તી કોમમાં આવાં રત્નો આપણને બીજાં હવે કેટલાં મલી શકશે? એવણ મુરબ્બીજી ખચીત આ ફેરો સફળ કરી ગયા છે. વહાલા ભાઇ, એવણ સાથ અમોને છેલ્લા પાંચ વર્ષમાં એટલી મોહબત બાઝી હતી જે તેનો ખ્યાલ બીજાને આવવો મુશકેલ છે. દિવસમાં અનેકવાર અમો એવણને મોહબત સાથ યાદ કરતાં. બે વર્ષ પરની અમારી એવણ સાથની જાતી મુલાકાતથી એવણે અમો પર કાંઇ અજબ અસર કીધી હતી. એવણના અશો રૂહને દાદાર અહોરમજદની સદા પનાહ હોજો! શાંતિ.

દીનશાહ સો. પાંડિવાલા.

---

હૈદ્રાબાદ, દખણ તા. ૨૧–૮–૨૨.

આપણી કોમમાં ખચીત એવા થોડાજ નરો હશે. એવણ જે બોલતા હતા તેજ કરી બતાવતા હતા. મેં હમણાં સુધીમાં આગલાં સઘળાં ચેરાગ ચોપાન્યાં મેળવ્યાં છે ને ઘણાંજ હોંશે તે વાંચું છું બલકે મને તેમાંથી મીનોઇ ખોરાક ઘણા જથ્થામાં મળે છે. એવણ એક ખરા થીઓસોફીસ્ત હતા અને મારી પક્કી ખાતરી છે કે એસત્રલ પ્લેનમાં જવા બાદ સીધું એવણનું રવાન બેહેસ્તમાંજ ગયું હશે. હવે ચેરાગનો બોજો

તમારી પર છે અને મને ખાતરી છે કે તમો પણ એવણુને પગલે ચાલી ચેરાગને વધુ ઉપયોગી બનાવશો. એવણે આપણી કોમની ઘણી ઉપયોગી સેવા કીધી છે; જે સમજે તેઓજ જાણે.

સોરાબ એ. રીપોરટર.

---

અંકલેસર, તા૦ ૨૨-૯-૨૨.

મારી હમકોમને ઘણા લાંબા કાળથી તેના માર્ગમા રોશની ફેંકી મીનોઇ માગ તરફ દોરવનાર એવા પવીત્ર અશો નર મરહુમ નશરવાનજી ફરામજીના ગુજરનસીન થવાની નોંધ લેતાં મારૂં મન આચકો ખાય છે.

મરહુમે ધર્મની ખીલવણી કરવામાં પોતાનું તન તાણી નાખી લગભગ આખ્ખી જીંદગી અર્પણ કરી. એવા અશો નરના રૂહ ઉપર સદ હજાર આફિન હોજો અને તે આજે જે ભુવન ઉપર હોય ત્યાં સુખી હોજો, એવી મારી ખરાં જીગરની દુવાઓ બારે હકતાલા તે અશો નરને આમીન હોજો;

જેહાંગીરજી શાહેરયાજી અંકલેસરીયા.



श्रेयो हि ज्ञान मभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्म फलत्यांगस्त्यागाच्छांतिरनंतरम् ॥

અભ્યાસના કરતાં ગ્નાન વધારે સારૂં છે, ગ્નાનના કરતાં ધ્યાન વધારે સારૂં છે, ધ્યાનના કરતાં કર્મનાં ફળ છોડી દેવાં એ વધારે સારૂં છે, કર્મનાં ફળ છોડી દીધાં કે શાંતિ પાસેજ છે.—શ્રીમદ ભગવદ ગીતા, ૧૨-૧૨



इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्माणि ते स्थिताः ॥

જેનું મન એક સરખી રીતે રહેલું છે, તેણે અહીં દુન્યામાં સઘળું જીતેલું છે. બ્રહ્મ ખામી વગરનો અને હંમેશ એકસરખોજ છે; તેથી એવા માણસો બ્રહ્મમાંજ રહેલા છે.—શ્રીમદ ભગવદ ગીતા, ૫-૧૯

# અશો જરથોશતનું ચીત્ર.

—:०००:—

"Many, the greatest, truths
Have been made known in visions or in dreams."

*Bailey.*

"ઘણી, મોટામાં મોટી સચ્ચાઇઓ સ્વપ્ના અથવા ખાબની હાલતમાં જાહેર કરવામાં આવે છે."

—બેલી.

ચેરાગ ઓરીસ તરફથી પ્રગટ થયલું આ ચીત્ર કેવા સંજોગો વચ્ચે ઉત્પન થવા પામ્યું તે માટેનો ખોલાસો મરહુમ મી૦ નશરવાનજીની કલમથી લખાયલો આ સાથે પ્રગટ થયો છે. આ ચીત્રની ઉત્પત્તિ લગભગ ત્રીશ વર્ષ ઉપર થઇ હતી. તે જાહેરમાં મુકાવાને પણ વર્ષો વહી ગયાં છે. આ લાંબા અરસામાં આ ચીત્ર સામે કોઇને કશો સવાલ ઉઠાવવાની જરૂર જણાઇ નહીં. તેનું કારણ કદાચ એમ પણ હોય કે તેવા સવાલ ઉઠાવનારને ચુપ કરવાની શક્તિ મરહુમની કલમમાં હતી. પણ મરહુમ ગુજર પામવા પછી, હજી તો તે ચીત્ર માટેનો સત્તાવાર ખોલાસો પ્રેસમાં હતો, તેટલાંજ આપણા ત્રણ જાણીતા અવસ્તા અભ્યાસીઓએ આ ચીત્ર માટે ચર્ચા જગાડવાની જરૂર વિચારી છે.

દસ્તુર માણેકજી ધાલા ઇરાનથી અશો જરથોસ્ત સાહેબનાં કોતર કામનો ફોટોગ્રાફ લાવ્યા અને તેની સ્લાઇડ મેજી ફલેન્ટર્ન મારફતે પોતાના ભાષાણમાં જાહેર સન્મુખ મુકી. તે ઉપરથી ડો૦ જીવનજી જ૦ મોદીએ મજકુર કોતર કામેવાળાં ચીત્રને ખરૂં ગણી તે પોતાનાં મકાનમાં રાખવાનો જરથોસ્તીઓને આગ્રહ કર્યો, અને બીજાં ચીત્રો સામે ચેતવણી આપી. આ ચેતવણીનો લાભ લઇ એક બીજા અભ્યાસી "કયસરે હિંદ"માં ખુલ્લી રીતે નીચલી ચેતવણી આપવા બહાર પડયા છેઃ—

"એક પારસી થીઓસોફીસ્ટ પોતે સવારના બામદાદમાં જોયલાં એક સ્વપ્નાથી એક દાઢીવાળું જરથોશત સાહેબનું ઉંચું મોં આસમાન તરફ કરી જોતાં "બસ્ટ" પાડયું છે. અને જે હાલ ઘેરેઘર અને કેટલીક અગીઆરીઓમાં પણ જોવામા આવે છે, તે જરથોશત સાહેબનું ચીત્ર નથી. ઘણી દલગીરીની વાત છે કે એ ચીત્ર હાલ ખરૂં જરથોસ્ત સાહેબનું હોય એમ ઘણાઓ

માની તેવી રીતે તે પારસી કોમમાં પસાર થઈ ગયું છે. પણ તેનો મજબુત રીતે હવે અટકાવ થવો જોઇએ. એવા લેભાગુ પીકચરો બહાર કોઈબી રીતે મનમાનતી રીતે ફેલાવાં જોઇએ નહીં."

આ ચીત્રની સામે સવાલ ઉઠાવવામાં આવશે, એવી કશી વકી વગર, મરહુમે પોતાનાં જીવન ચરિત્રની સાથેજ એ ચીત્ર માટે લખી રાખેલા ખોલાસાને વધુ ખાત્રીપૂર્વક કરવાના ઇરાદાથી આ સંગ્રહમાં જગેજગ છુટા છવાયા ફકરાઓ મુકવા માટે તેની ચુંટણી કરતાં, મેં ભવિષ્યમાં એ ખોલાસા પછીબી કોઇ સવાલ ઉઠાવે તેને મુંગો જવાબ તૈયારજ મળે એવા ઇરાદાથી ચોકસ ફકરાઓ ચુંટી કાઢયા હતા, જે આ સંગ્રહમાં છુટા છવાયા પ્રગટ થયા છે. તેમાંના વધુ અગત્યના ફકરાઓનો આ વિષયમાં ઉપયોગ કરવાની જરૂર જણાઇ છે.

આ ફકરાઓ મુખ્ય કરી ગાથાના, અનવર નામે ઇરલામી શાયરના, જાણીતા લેખક લોર્ડ લીટનના, પ્રખ્યાત સાયન્ટીસ્ટ સર ઓલીવર લોજના અને સેફારીયલના છે, કે જેઓ સામે થીઓસોફીસ્ટ હોવાનું આળ મુકી શકાય નહીં.

ઇરાનનાં ખંડયેરોમાં અશો જરથોસ્ત સાહેબનું જે કોતરકામ મળે છે, અને જે વરસો અગાઉ સામાન્ય રીતે જરથોસ્તીઓનાં ઘરોમાં ચીત્ર રૂપે જોવામાં આવતું હતું, તે માંટે ખુદ અવસ્તા અભ્યાસીઓમાં હજી મતફેર છે. એકવાર તેને "મીથ્ર"નાં ચીત્ર તરીકે અટકળવામાં આવ્યું હતું. "કયસરે હિંદ"માં આ ચર્ચા ઉભી કરનાર A. K. V. પોતે લખે છે કે—

"જો કે તે (આકૃતિ) ખરીજ જરથોશ્ત સાહેબનીજ છે કે કેમ તે વીષે આપણે પુરેપુરી ખાત્રીથી બોલી શકીએ નહીં, તોપણ એ આકૃતિના માથા ઉપર aura ચલકાટ અને હાથમાં લાકડી છે તેમજ સામટી રીતે જોતાં તે અશો જરથોશ્તની હમાદાન ખાતેથી મળી આવતી slide તરીકે હાલ માનવામાં આવેછે,"

આટલું તો સિધ્ધ છે કે કોઇપણ પેગાંબર સાહેબનું ચીત્ર તેમના પોતાના જમાનાનું હસ્તી ધરાવતું નથી. જે ચીત્રો રજુ થાય છે તે પાછળથી ઉત્પન થયલાં હોય છે, અને તેમાં કોતરકામ કરનારાની કે ચીતારાની કલ્પના શકિત મુજબ વધારે ઓછો ફેર પડે છે. અશો જરથોસ્ત સાહેબનું ચીત્ર કે કોતરકામ તેમના પોતાના જમાનાનું હસ્તી ધરાવે છે

એમ કોઈ પણ અભ્યાસી કહી શકશે નહીં. ત્યારે હાલ મળી આવતી તખ્તી તેમની પોતાની છે એમ માની લઇએ, તોપણ તે પાછળથી કોતર કામ કરનારાની કલ્પના શકિતને કેટલે દરજ્જે આભારી છે, ને તેમાં અસલ મળતાપણું કેટલું છે તે ચોકસપણે કહેવું અશકય છે.

આવા સંજોગો હેઠળ મજકુર તખ્તીપરથી નીકળતાં ચીત્રો વર્ષો સુધી જરથોસ્તી કુટુંબોમાં ચાલુ રહ્યાં, અને હજી પણ ઘણે ઠેકાણે તે જળવાયલાં જણાય છે. પણ તે ચીત્રોથી પારસી કોમના સુધારક વર્ગને સંતોષ નહીં મળ્યો, અને ચેરાગ ઓફીસ તરફનું ચીત્ર પ્રગટ થવા આગમજ એક પારસી આગેવાન સુધારક તરફથી શોભાયમાન લાકડી અને ઉંચી કીધેલી આંગળી સાથનું એક ચીત્ર પ્રગટ થયું, જેની જગેજગ નકલો થઇ. આ ચીત્ર સામે કોઇ અવસ્તાના અભ્યાસીને સવાલ ઉઠાવવાની જરૂર જણાઇ ન હતી. પણ મી. નશરવાનજી એક થીઓસોફીસ્ટ હોવાથી તેમનાં ચીત્ર સામે આ રીતે વસવસો ઉભો કરવાની આ પેરવી શરૂ થઇ છે. જો મી. નશરવાનજીએ આ ચીત્ર માટે રજુ કીધેલો ખોલાસો ખરો નહીં હોય, તો કુદરતી રીતે અનુમાન ઉભું થાય કે તેવણે પૈસા કમાવા માટે ઠગાઇ કીધી હોય. આવી કોઇ લોભ લાલચને વશ થઇ તેઓ કોઇ પણ જાતની ઠગાઇને લાયક હતા કે કેમ તે જાહેર પારસી આલમ સારી રીતે જાણે છે. જેઓ આ મરહુમ નર તરફથી આ ચીત્રના બાબમાં થયલી કોશેશ સામે સખુનપરવરી કરે છે, તેઓ સાથે સરખાવતાં મરહુમની પોતાની જીંદગી વહેવારૂ જરથોસ્તીપણાંમાં કેટલે બધે દરજ્જે ચઢયાતી હતી, તેનું તોલ કરવાનું કામ ચેરાગનાં વાંચનારાંઓનું અને મરહુમ મી. નશરવાનજીની અંગત પીછાન ધરાવનારાઓનું છે.

જયારે અસલ તખ્તીમાં મળી આવતાં ચીત્ર માટે ખુદ અવસ્તા અભ્યાસીઓ ખાત્રીપૂર્વક નથી, જયારે A. K. V. પોતે એમ લખે છે કે તે "(આકૃતિ) ખરીજ જરથોસ્ત સાંહેબનીજ છે કે કેમ તે વિષે આપણે પુરેપુરી ખાત્રીથી બોલી શકીએ નહીં," ત્યારે એક કે બીજાં ચીત્રની તરફેણ કે વિરૂધ બોલવાની જગ્યાજ કયાં રહી? ત્યારે આવો સવાલ શું ખોટી તાસુબીમાંથી ઉભો થયલો નહીં ગણાય?

કદાપી એવી દલીલ લાવવામાં આવે કે એ ચીત્ર એક થીઓસોફીસ્ટના ધખારા કે ભ્રમનું પરિણામ છે, તો આપણે સવાલ કરીશું કે

આ ધખારા કે ભ્રમનું પરિણામ બીજાંઓનાં મનને ભ્રમીત કરી તેમની સ્થીતિને ઉતારનારૂં (degrading) છે, કે તેમનાં મનમાં ભકિતભાવ ઉત્પન કરી તેને ઉંચે ચઢાવનારૂં (elevating) છે? મી. નશરવાનજી તરફથી જરથોસ્તી મજહબનાં સંબંધમાં બહાર પડેલું સાહિત્ય તેમનાં મનની સ્થીતિ માટે કોઇ પણ અપક્ષપાત વાંચનારાંને શો ખ્યાલ આપશે? આ દેહથી દુખી, મુફલેસ, પણ પોતાના પેગાંબર તરફ અજબ ભકિત અને ફીદાગીરી દેખાડનાર જરથોસ્તીએ પારસી એકીનદારીને સજીવન કરવાને જે કાંઇ કીધું છે, તે પૈસા અને લાગવગનાં બળવાન સાધનો ધરાવનાર ઘણા જુજ અવસ્તા અભ્યાસીઓ કરી શકે. આવું બળવાન મગજ કાંઇ ખોટા ભ્રમને વશ થઇ શકે કે?

વળી આ ચીત્ર વર્ષો સુધી ખાનગી રાખવામાં આવ્યું હતું, અને જયારે તે પ્રગટ કરવા માટે દબાણ થયું ત્યારેજ તે બહાર પાડવામાં આવ્યું. વળી તે માટે સીફતી જાહેર ખબરો આપવાની કશી કોશેશ કદી થઇ નથી. એકાદ બે જરથોસ્તી વેપારીઓની માંગણી પરથી તેમને પુરતું કમીશન આપી વેચવા માટે તેની નકલો પુરી પાડતાં તેઓએ જયારે કમીશન ઉપરાંત મોટો નફો લેવા માંડયો, ત્યારે કોઇ પણ વેપારીને તે આપવાનું બંધ કરવામાં આવ્યું, અને તે માત્ર મુંબઇની થીઓસોફીકલ સોસાયટીમાં અને ચેરાગ ઓફીસમાંજ વેચવાની ગોઠવણ થઇ છે. આ સઘલી બીના ખુલ્લું દેખાડે છે કે આ ચીત્રનો ગેરઉપયોગ થતો અટકાવવાની પુરતી સંભાળ લેવામાં આવે છે.

મૂળ વાંધો આ ચીત્રના ખરાપણાં સામે છે, અને જયારે કોઇપણ ચીત્રને કોઇપણ વિદ્વાન અભ્યાસી અસલ ખરાં ચીત્ર તરીકે પુરવાર કરી શકતો નથી, ત્યારે કાંઇજ નહીં તો ચેરાગ ઓફીસવાળું ચીત્ર બીજાં ખ્યાત ચીત્રોની સાથેજ કોમની નજર સન્મુખ રજુ થવાનો હક ધરાવે છે, પછી કુદરતના કાયદા પ્રમાણે જે લાયક હશે તે જીવશે, તેનો સ્વિકાર થશે. સત્ય માત્ર ટકશે, તે કચડેલું કચડાવાનું નથી. અસલના ભલાવા માટેની જીવતોડ રંજ ફોકટ જશે.

ઉધરતા અવસ્તા અભ્યાસીઓની એક સાધારણ ફર્યાદ છે કે આગળ વધેલા અભ્યાસીઓ તેમને ઉત્તેજન કે મદદ આપવાને બદલે

" ધર્મના વેપારનાં મેદાન "માં તેઓને બહાર પડતા અટકાવે છે. કેટલાક અભ્યાસીઓ ગોયા જરથોસ્તી ધર્મની " મોનોપોલી " લઇ બેસે છે, અને તેમના સિવાય બીજાઓને કશું કરવાનો હક નથી એમ સમજે છે. આથી ઘણાક લાયક અભ્યાસીઓને જોઇતાં સાધન વગર નિરાશ થઇ પાછળ હઠવું પડે છે.

"બેરાગતું ચીત્ર " પારસી કોમમાં પસાર થઇ ગયું છે, પણ તેનો મજબુત રીતે હવે અટકાવ થવો જોઇએ. એવાં લેભાગુ પીકચરો બહાર કોઇબી રીતે મનમાનતી રીતે ફેલાવાં જોઇએ નહીં. " આ શબ્દોમાં A. K. V. એક જરથોસ્તીની પોતાની કોમની બેહતરી માટેની કોશેશ સામે, જ્ઞાન અને અનુભવની ગેરહાજરીમાં, અલાપ લે છે. અમે A. K. V. ને ખાત્રી આપીએ છીએ કે આ ચીત્રના ફેલાવા માટે કશી કોશેશ કરવામાં આવતી નથી; તેની સીફત જાહેરમાં ગાવામાં આવતી નથી; અને તેના ફેલાવાનો અટકાવ કરવાને ગમે તે પગલાં લેવાનો તેમનો અને તેમના હમશરીકોનો હક અમે ખુશી સાથે સ્વિકારીએ છીયે. પણ બીજાં હૈયાત ચીત્રો સાથની સરખામણીમાં આ ચીત્ર જો કોમની પસંદગી પામી ફેલાતું રહે, તો " મહાસાગરનાં પાણીને વતરાગીએ અટકાવવા"ની કોશેશની માફક તેમની કોશેશ હસીને પાત્ર થશે. આ ચીત્રમાં કાંઇ પણ સત્ય હશે તો તે ફેલાતું રહેશે, તે સત્યના સહેજ પણ અંશ વગરતું હશે તો પોતાની મેળે તે કોમમાંથી નાબુદ થશે.

મી. નશરવાનજીનો ખોલાસો અવસ્તા અભ્યાસીઓની સમજમાં ઉતરે એ શકભર્યું છે. વ્યાકરણના કાયદા અને યોગના કાયદા એકસરખા નથી. જો અવસ્તા અભ્યાસીઓ થીઓસોફીની સુગને લીધે તેને બાજુએ રાખીને માત્ર કદીમ ફારસી પુસ્તકોનો અને સંસ્કૃતનો અભ્યાસ કરે, તો તેમની તરફથી પ્રગટ થતાં સાહિત્યમાં કાંઇ વધુ રસ આવે.

આ ચીત્રની સામે સખુનપરવરી કરનારા અભ્યાસીઓને કશા પણ વધુ ટીકા કે લંબાણ વિગતમાં ઉતરયા વગર માત્ર નીચલા ફકરાઓ અર્પણ કરીએ છીએ, અને જો તેઓનાં મન ખરેખર સચાઇની શોધનાં ઉમેદવાર હશે, તો તેઓ સમજી શકશે કે આ ચીત્ર ખરેખર મી. નશરવાનજીને મળેલા એક અસાધારણ અનુભવનું પરિણામ છે, તે એક ઠગાઇ કે ખોટો ભ્રમ નથી.

"Man's first initiation is in *Trance.* In dreams commences all human knowledge; in dreams hovers over measureless space the first faint bridge between spirit and spirit,-between this world and the worlds beyond!"—*Zanoni.* (Lord Lytton.)



"Supposing......that we are open to influence from each other, by noncorporeal methods, may we not be open also to influence from beings belonging to another order? And if so, may we not be aided, inspired, guided, by a cloud of witnesses—not witnesses only, but helpers, agents like ourselves of the immanent God?

"How do we know that in the mental sphere these cannot answer prayer, as we in the physical? It is not a speculation only, it is a question for experience to decide. Are we conscious of guidance; do we feel that prayers are answered? that power to do, and to will, and to think is given us? Many there are who with devout thankfulness will say yes." - *Sir Oliver Lodge.*



"Prayer is a means of communication as natural and as simple as speech.

"Realize that you are a part of a great orderly and mutually helpful cosmos, that you are not stranded or isolated in a foreign universe, but that you are part of it and closely akin to it, and your sense of sympathy will be enlarged, your power of free communication will be opened, and the heartfelt aspiration and communion and petition that we call prayer will come as easily, and as naturally as converse with those human friends and relations whose visible bodily presence gladdens and enriches your present life." —*Sir Oliver Lodge.*



"There is,......a certain ecstatical or transporting power, which, if at any time it shall be excited or stirred up by an ardent desire and most strong imagination, is able to conduct the spirit of the more outward even to some absent and far distant object."—*Von Helmont.*



"The inert material (a picture or a statue) from the impress of mind it had received, was able to call out and liberate in a kindred mind some of the original feelings and thoughts which had gone to fashion it. Without a perceptive faculty, without a sympathetic mind, the material was powerless. Set up in, or sent to, a world inhabited by lower animals, it would convey no message whatever,—it would be wholly meaningless just as a piece of manuscript would be, in such a world, though it contained the divinest poem ever written."-*Sir Oliver Lodge.*



"In the midst of a silver shining atmosphere, he felt as if something burst within his brain;-as if a strong chain were broken; and at that moment a sense of heavenly liberty, of unutterable delight, of freedom from the body, of birdlike lightness, seemed to float him into the space itself."—*Zanoni.* (Lord Lytton.)



Water will wear away a rock by continual fretting, though nobody doubts that water is softer than a rock, and if the barrier between this and the soul world be like granite, yet the patient and persistent action of the determined mind will sooner or later wear it away, the last thin layer will break and the light of another world will stream through dazzling our unaccustomed eyes with its bright effulgence." —*Sepharial.*



"If we ask according to our needs and strive according to our strength there is no law which can prevent a commensurate response."—*Sepharial.*



"The Gates of Heaven have to be kept open by human endeavour and the exercise of the spiritual and psychic faculties, otherwise a complete lesion and cutting off of our source of inspiration would follow."—*Sepharial.*



"Integrity of purpose is imperative. The purer the intention and motive of the seer the more lucied will be the vision accorded."—*Sepharial.*



The brain will be felt to palpitate spasmodically, a if opening and closing again in the coronal region; there will be a tightening of the scalp about the base of the brain, as if the floor of the cerebrum were contracting; the seer will catch his breath with a spasmodic sigh and the first vision will stand out clear and life like against the azure screen of space."
—*Sepharial.*



"The development among the early Christians of spiritual gifts, visions, hearing, speaking in foreign tongues, psychic healing, etc, appears to have given rise to a variety of exceptional experiences by which they were induced to say "we cannot but speak the things we have seen and heard."
—*Second Sight, by* Sepharial.



"Nature has never produced a desire she cannot satisfy. There is no hope, however vague, that the soul cannot define, and no aspiration, however high, that the wings of the spirit cannot reach. Therefore be patient and strive."
—*Sepharial.*



"Think you that none who have cherished the hope have found the truth, or that the yearning after the Ineffable Knowledge was given to us utterly in vain? No! every desire in human hearts is but a glimpse of things that exist, alike distant and divine. No! in the world there have been from age to age some brighter and happier spirits who have attained the air in which the beings above mankind move and breathe." —*Zanoni.*



ઉપલા અને આ અંકમાં મુકેલા છુટા છપાયા બીજા ફકરાઓ ઉપર ગારેહ કરતાં આ વિષયઅતી ઘણો સંબંધ તેમ છે. માટે જેઓમાં

પ્રમાણીક વીચાર શકિત અને સમજ શકિત હોય અને જેમનાં મન તાસુબીથી નિરાળાં હોય તેઓને શાંત રીતે વિચાર કરવાને આ ફકરા પુરતા થશે.

ચેરાગ.



"The good are better made by ill
As odours crushed are sweeter still.—*Samuel Rogers.*



**યે દાત્ મનો વહ્યો મ.જદા અષ્યસંચા,**
**હૂવો દએનામ્ ષ્યઓથનાચા વચંધહાચા.**
**અહ્યા .જઓષેંગ ઉશતિશ વરેનેંગ હચદતે:**
**થ્વહ્મી ખ્શતાઓ અપેમેમ્ નના અંધહત.**

જે કોઇ, અય અહુરમઝદ ! પોતાની મનસ્નીને વધારે નેક તથા વધારે પાક રાખે છે, તે પોતે વચનથી તથા કામથી દીનને (બી તેમજ) રાખે છે, તેની ખાહેશ તેના એતેકાદ તથા પ્રજા ધર્મને અનુસરતી હોય છે. ( તે માણુસનું ) સેવટ, ( અય અહુરમઝદ !) ખોલ્લી રીતે તારી અક્કલમાં હોય છે.—**સ્પેન્તોમદ ગાથા,** હા, ૪૮–૫.



**અત્ હૂવો વંઘૂહુઉશ વહ્યો ના અદબી-જમ્યાત્**
**યે નાઓ એરેજુશ સવંધહો પથો સીષોઇત**
**અહ્યા અંધહેઉશ્ અસ્તવતો મનંધહસ્યા**
**હદ્રથ્યેંગ આ-સ્તીશ યેંગ આષએતી અહુરો.**

જે શખ્સ આ [હાડમંદ તથા ( પેલી ) મીનોઇ દુનિયાં-કે જે મોજુંદ દુનિયાં તરફ હોરગઝદ રહે છે,-તેના ફાયદાના રાસ્ત માર્ગો બતલાવી શકે,-તે માણુસે પોતે કીધેલાં ભલાંનાં કરતાં વધારે ભલું હાંસલ કરો !—**ઉસ્તવદ ગાથા,** ૪૩–૩

---

આ ચોપાન્યું સુરત હાઇસ્કુલ સામે આવેલા જુની મુબઇ બેંકવાળા હરીઝ મંઝીલમાં સુરત ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસમાં ઉતમરામ ઉમેદરામ રેશમવાળાએ છાપ્યું છે અને અરદેશર નશરવાનજી બીલીમોરીયાએ "ચેરાગ" ઓફીસ, દસ્તુર કોટેજ લુનસીકુઈ, નવસારી ખાતેથી તા૦ ૩૧મી અકટોબર સને ૧૯૨૨ને દીને પ્રસીધ્ધ કર્યું.

## New Books for Sale.

**THEOSOPHY EXPLAINED**
**In Questions and answers.** } Price Rs. 2
By P. Pavri.

| | Rs. | As. |
|---|---|---|
| Raphael's Tables of Houses. | 1 | 0 |
| Fortune Telling by Cards. | 0 | 14 |
| Old Moore Series :— @ As. 4 - each. | | |
| Gipsy Spells and charms. | | |
| Oracle of the Ring. | | |
| Table of Fate. | | |
| Calendar of Good Fortune. | | |
| Fate and Fortune signs in sun etc. | | |
| Key of Fate and Fortune for planet ruling. | | |
| Raphaels Book of Fate. | 1 | 10 |
| The Wizard or Book of Fortune. | 0 | 10 |
| Fortune Telling by Numbers. | 0 | 10 |
| „ „ „ Cards. | 1 | 0 |
| The Little Book of Magic. | 1 | 8 |
| Card Fortune Telling. | 0 | 10 |
| Shadows around us. | 1 | 4 |
| Astrology by Sepharial. | 2 | 0 |
| Zadkiel's Book of Dreams and Fortune Teller. | 2 | 8 |
| How to read Heads. | 1 | 8 |
| „ „ „ Faces. | 1 | 8 |
| Planchette. (an instrument for Spirit Messages) | 6 | 8 |
| Gypsy Fortune Telling Cards. | 2 | 12 |

Postage and V. P. charges extra.

A lot of English Novels, Medical and Veterinary books, all second-hand but in good condition. Price-list on application.

CHERAG OFFICE, *Navsari.*

## જોઇએ છે.

ચેરાગના નીચલા અંકો:

૧૯૦૮ સપટેંબરથી ડીસેંબર; ૧૯૧૦ જુન, ૧૯૧૨ ઑગસ્ટ સપટેંબર; ૧૯૧૬ મે અને જુલાઇ.